# ગ્રંથ ચિંતન

(ભાગ-૨)





: વિવેચક :

ગીતાર્થ ગચ્છાધિપતિ પૂ.આચાર્યદેવ

શ્રીમદ્ વિજય **રાજયશસૂરીશ્વરજી** મહારાજા



અનંત લબ્ધિનિધાન
**શ્રી ગૌતમસ્વામી ભગવાન**



દાદા ગુરુદેવ પૂ. આચાર્ય
શ્રીમદ્ વિજય
**લબ્ધિસૂરીશ્વરજી** મહારાજા



તીર્થ પ્રભાવક પૂ. ગુરુદેવ
શ્રીમદ્ વિજય
**વિક્રમસૂરીશ્વરજી** મહારાજા



શ્રી પાર્શ્વનાથ-પદ્માવતી સમારાધક-ગીતાર્થ ગચ્છાધિપતિ
પૂ. આચાર્યદેવ શ્રીમદ્ વિજય **રાજયશસૂરીશ્વરજી** મહારાજા

॥ ૐ પાર્શ્વનાથાય હ્રીં ॥   હ્રીં   ॥ રક્ષ માં દેવિ પદ્મે ॥
॥ જૈનં જયતિ શાસનમ્ ॥
॥ આત્મ-કમલ-લબ્ધિ-વિક્રમસૂરીશ્વરેભ્યો નમઃ ॥

# ગ્રંથ ચિંતન

## ભાગ-૨



: ચિંતનકાર-લેખક :

લબ્ધિ-વિક્રમગુરુકૃપા પ્રાપ્ત સર્વતોમુખી પ્રતિભાસંપન્ન
પૂજ્યપાદ ગીતાર્થ ગચ્છાધિપતિ ગુરુદેવ **રાજયશસૂરીશ્વરજી** મહારાજા

: પ્રેરક :

સાહિત્યપ્રેમી પૂ. ઉપા.શ્રી **વિશ્રુતયશવિજયજી (પ્રોફેસર)** મ.સા.

: સંગ્રાહિકા :

પૂ. સા.વર્યા શ્રી **શીતાંશુયશાશ્રીજી** મ.સા.ના શિષ્યા
સા.શ્રી **મોક્ષયશાશ્રીજી** મ.સા.



# ગ્રંથ ચિંતન (ભાગ-૨)

**દિવ્યાશીષ દાતા :**

પૂજ્ય દાદા ગુરુદેવ **લબ્ધિસૂરીશ્વરજી** મહારાજા
પૂજ્ય ગુરુદેવેશ **વિક્રમસૂરીશ્વરજી** મહારાજા

**દિવ્ય સાન્નિધ્ય :**

માતૃહૃદયા પૂ.સાધ્વીવર્યા શ્રી **સર્વોદયાશ્રીજી** મ.સા.
એકાદશાંગપાઠી પૂજ્ય સાધ્વી શ્રી **રત્નચૂલાશ્રીજી** મ.સા.
મધુરભાષી પૂજ્ય સાધ્વી શ્રી **શુભોદયાશ્રીજી** મ.સા.

**શુભાશિષ દાતા :**

પ્રવર્તિની પૂ.સાધ્વીવર્યા શ્રી **વાચંયમાશ્રીજી** મ.સા. (પૂ.બેન મ.સા.)


પ્રકાશન : વિ.સં. ૨૦૮૦, ઈ.સ. 2024

નકલ : 1000

મૂલ્ય : 200/-

E-Book Link : https://archive.org/details/granth-chintan

પ્રાપ્તિસ્થાન : **શ્રી લબ્ધિ વિક્રમસૂરીશ્વરજી સંસ્કૃતિ કેન્દ્ર**
T-7, શાંતિનગર, અમદાવાદ

મુદ્રક : **જય જિનેન્દ્ર ગ્રાફિક્સ** - નવરંગપુરા, અમદાવાદ
જય જિનેન્દ્ર : 98250 24204 ● કુશ : 99256 17992






# લાભાર્થી

પૂજ્યપાદ ગીતાર્થ ગચ્છાધિપતિ
ગુરુદેવ **રાજયશસૂરીશ્વરજી** મહારાજાના
આજ્ઞાવર્તી પ્રવર્તિની
પૂ.સા.શ્રી **વાચંયમાશ્રીજી** (બેન મ.સા.) મ.સા.ના
નિશ્રાવર્તી પૂ.સા.શ્રી **શીતાંશુયશાશ્રીજી** મ.સા.ના
શિષ્યા પૂ.સા.શ્રી **મોક્ષયશાશ્રીજી** મ.સા.ના

**સંસારી સ્વજન** મુંબઈ-મુલુંડ.



# શાંત મનમાં જ સ્ફૂરણાઓ ઉત્પન્ન થાય છે

## દ્વિતીય ભાગ અવસરે...



વિ.સં. ૨૦૬૯માં ગ્રંથ ચિંતનો પુસ્તકરૂપે પ્રગટ થયા, તે વખતની પ્રસ્તાવના પણ અહીં આપવામાં આવી છે.

ભારતીય સંસ્કૃતિની એક પરંપરામાં (૧) ચિંતન, (૨) મનન અને (૩) નિદિધ્યાસનનો ક્રમ માન્ય રાખવામાં આવ્યો છે. મોટે ભાગે ચિંતન એ ચિત્તની અવ્યગ્રદશા-જ્ઞાનદશાનું પરિણામ છે. મોક્ષની પ્રાપ્તિ ન થાય અગર દશમ ગુણસ્થાનકની પ્રાપ્તિ ન થાય ત્યાં સુધી રાગ-દ્વેષ રહ્યા જ કરે છે. નિમિત્તો મળતાં આ બધાં ક્રોધ-માન-માયા અને લોભ ઉગ્ર અને ઉગ્રતમ સ્વરૂપ ધારણ કરે છે. અને કષાયોની ઉગ્રતાથી જ્ઞાન અજ્ઞાનમાં પલટાઈ જતું હોય તેવું થાય છે. આવા સમયે ચિંતન શક્ય નથી. ઘણીવાર શાંત મનમાં જ સ્ફૂરણાઓ થતી હોય છે. આ સ્ફૂરણાઓ દ્વારા ચિંતનો ચાલતાં હોય છે.

જ્યારે એ ચિંતનો ગાઢ બને છે ત્યારે મનન રૂપે પરિણમે છે. આ મનનની આગળ વધતાં ધ્યેયની જોડે એકાગ્રતા થતી જાય છે. જૈન શાસ્ત્રકારો તત્ ચિત્તે... તમ્મણે તદપ્પિયકરણેનો ક્રમ બતાવે છે. ચિંતન-મનન બધું જ જ્ઞાનેન્દ્રિયમાં એકત્વ પામે છે.

સાધ્વીવર્યા શીતાંશુયશા મહાન તપસ્વી છે, તેમના આશીર્વાદ પામેલ - સહુના આશીર્વાદ પામેલ સાધ્વીવર્યા મોક્ષયશા પોતે વિદૂષી છે... ઉત્સાહી છે... આવા પ્રકાશનો માટે તેમનો ઉત્સાહ અનેરો હોય છે. જ્ઞાનની ઉપાસના-ગુરુની ઉપાસના... શ્રાવકોને સદ્‌બોધ આ ત્રણેય સાધના આ પુસ્તક દ્વારા થાય છે.





બસ, સાધ્વીવર્યા આવા કાર્યોમાં અગ્રેસર થાય... તેઓ બંને ગુરુ આજ્ઞાથી અનેક સુંદર સ્થળે ચાતુર્માસ કરી શ્રાવક-શ્રાવિકા વર્ગમાં ધર્મની ઉદાર હાથે લ્હાણી કરે છે. એકપણ જૈનના ઘર વિનાના બાલ શાસન ગામમાં ચાતુર્માસ એક વિરલ ઘટના હતી. બાલ શાસન ગામ પૂ. દાદા ગુરુદેવ લબ્ધિસૂરીશ્વરજી મ.સા.નું જન્મ સ્થળ છે.

છેલ્લા ઈડરના ચાતુર્માસમાં પણ સુંદર પ્રભાવના કરી હવે પૂજ્યોના ઉપદેશથી નિર્મિત અંકલેશ્વર G.I.D.C. સંઘમાં ચાતુર્માસ કરશે. ખરેખર તો આ સંઘમાં ચાતુર્માસની જય મારી જ બોલાઈ હતી, પણ સ્વાસ્થ્યને કારણે મારું ચાતુર્માસ અમદાવાદ-સોલા રોડમાં નિશ્ચિત થયું.

આમ આ ચાતુર્માસ મારા વિશેષ પ્રતિનિધિત્વરૂપે થશે અને આ G.I.D.C. સંઘમાં અત્યાર સુધી થયેલ ચાતુર્માસની વિચારશ્રેણિને... ઉપદેશ ધારાને ખૂબ-ખૂબ પુષ્ટ કરી અનેરી શાસન પ્રભાવના કરશે.

આ ગ્રંથ ચિંતનનું દ્વિતીય ભાગ પાઠકોના આંતર ચક્ષુનું ઉદ્‌ઘાટન કરે એ જ અભિલાષા.

સાહિત્યપ્રેમી ઉપાધ્યાય **વિશ્રુતયશવિજયે** પણ આ કાર્યમાં ખુબ ઉત્સાહપૂર્વક લાભ લીધો છે.

કવિકુલકિરીટ પૂ.દાદા ગુરુદેવનું **સૂરિપદનું શતાબ્દિ વર્ષ...** અમારો **૮૦માં વર્ષમાં પ્રવેશ...** અને પ્રવર્તિની શાસનસેવિકા **બેન મ.સા.નો '૭૫'**માં સંયમ વર્ષમાં પ્રવેશ... આ ત્રિવેણી શુભ પ્રસંગે ઈ.સ. ૨૦૧૩ પછીના ૧૦-૧૧ વર્ષના ગ્રંથ ચિંતનોનું પ્રકાશન એ સાધ્વીવર્યા મોક્ષયશાશ્રીજીનું અવસરોચિત શ્રુતભક્તિ... તથા ગુરુ ભક્તિનું મંગલ કર્તવ્ય છે.

આવા શુભ કાર્યો કરતાં રહે એ જ મંગલ આશીર્વાદ...!

**દ. વિ. રાજયશસૂરિ**

વૈ.વ.૫, મંગળવાર,
તા. ૨૮-૫-૨૦૨૪





### પૂ.લબ્ધિસૂરિ મ.સા.ના સૂરિપદ શતાબ્દિ નિમિત્તે
### 'ગ્રંથ ચિંતન' દ્વિતીય ભાગ પ્રસંગે...

# પ્રકાશકના બે બોલ...

શ્રી વિક્રમ-ગુરુ સમાધિ મંદિર એટલે જન ગણનું આસ્થા કેન્દ્ર... શ્રી વિક્રમ-ગુરુ સમાધિ મંદિર એટલે તાપ અને સંતાપનું વિલીનીકરણ કેન્દ્ર... પૂજ્યપાદ ગુરુદેવશ્રીની પરમ કૃપાથી નિર્મિત થયેલ શ્રી લબ્ધિ-વિક્રમ સંસ્કૃતિ કેન્દ્ર ઉપર ગીતાર્થ ગચ્છાધિપતિ શ્રીમદ્ વિજય રાજયશસૂરીશ્વરજી મ.સા. તથા પ્રવર્તિની પૂ. સાધ્વીવર્યા વાચંયમાશ્રીજી મ.સા. (બેન મ.સા.)ની નિરંતર આશીષવર્ષા થઈ રહી છે.

ઋજુતા-નિખાલસતા... મધુરતાના સ્વામી પૂજ્યપાદ ગચ્છાધિપતિના લેખો 'લબ્ધિ-વિક્રમ-અમીવર્ષા'માં ગ્રંથ ચિંતનરૂપે છપાઈ રહ્યા છે. તેના સંગ્રહરૂપે 'ગ્રંથ ચિંતન' ભાગ-૧ ૧૧ વર્ષ પૂર્વે પ્રકાશિત થયો હતો. પૂજ્યપાદ ગચ્છાધિપતિ ગુરુદેવશ્રીની આજ્ઞાથી તેઓશ્રીના સાહિત્યપ્રેમી શિષ્યરત્ન ઉપા.શ્રી **વિશ્રુતયશવિજયજી** મ.સા. ગ્રંથ ચિંતન ભાગ-૨ પ્રકાશિત કરી રહ્યા છે. પૂજ્યશ્રી લેખિત પ્રત્યેક ચિંતનના વાંચનથી હૃદય સાગર પુલકિત થાય છે... અનેક સદ્ગુણોનું પ્રગટીકરણ થાય છે... આત્મામાં સમતાગુણ વિકસિત થાય છે !

પૂજ્યપાદ ગચ્છાધિપતિ ગુરુદેવની આજ્ઞાથી 'ગ્રંથ ચિંતન' ગ્રંથના વિષયોનો સંગ્રહ તથા પ્રુફ સંશોધન કાર્યમાં સાધ્વીવર્યા શીતાંશુયશાશ્રીજી મ.સા.ના કાર્યદક્ષા-ઉત્સાહી શિષ્યા સાધ્વીશ્રી મોક્ષયશાશ્રીજી મ.સા.નો ફાળો પ્રશંસનીય છે... અનુમોદનીય છે...

પૂ.સાધ્વીશ્રી મોક્ષયશાશ્રીજી મ.સા.ની પ્રેરણાથી તેમનાં સંસારી સ્વજન પરિવારે સુંદર લાભ લીધો છે. અમારા ટ્રસ્ટ તરફથી ધન્યવાદ પાઠવીએ છીએ.

આ પુસ્તકના વાંચનથી ભાવિકો આત્મિક આનંદને પામે... જીવન નિર્માણ દ્વારા આત્માથી પરમાત્મા બને.

પુસ્તકનું સારી રીતે સમય આપીને મુદ્રણ કરનાર જય જિનેન્દ્ર ગ્રાફિક્સ (નીતિન શાહ)-અમદાવાદની સેવા અનુમોદનીય છે.

લી.

**શ્રી લબ્ધિ-વિક્રમ સંસ્કૃતિ કેન્દ્ર ટ્રસ્ટીગણ**

દિનેશભાઈ નટવરલાલ - 93281 65373
કેતનભાઈ - 98251 66337

ટી-૭, શાંતિનગર, લબ્ધિકૃપા ફલેટ,
અમદાવાદ-૩૮૦૦૧૩



# અનુક્રમણિકા







# जयन्ति मुनिराजस्य, शम-साम्राज्य-संपदः



શ્રાવકના બાર વ્રતમાં નવમું વ્રત છે 'સામાયિક'... દરેક શ્રાવકનું કર્તવ્ય છે - પ્રતિદિન, સામાયિક અવશ્ય કરવી... સામાયિક કર્તવ્ય છે પણ 'સામાયિક' એટલે શું ?

'સામાયિક' એટલે સમતા...! સમતા ક્યારે પમાય ? જ્યારે વિષમતાને સમજીએ ત્યારે... શું વિષમતાને સમજવા માત્રથી સમતા આવે ?

ના, સમતાને આવવાનો માર્ગ દેખાય !

પણ, સમતા આવે ક્યારે ? જ્યારે એ બધી 'વિષમતાનો' સ્વીકાર કરીએ ત્યારે...

વિષમતાનો વિરોધ વાસ્તવિકતાનો વિરોધ છે...

વાસ્તવિકતાનો વિરોધ સમ્યક્ત્વનો વિરોધ છે...

સમ્યક્ત્વનો વિરોધ જિનોનો વિરોધ છે...

માટે વિષમતાને સ્વીકારો... અને વિષમતા સ્વયં પલટાઈ જાય તો પરમાત્માનો આભાર માનો... પણ વિષમતા સામે લડો નહીં.

યાદ કરો પે'લા નૂતન મુનિ ગજસુકુમાલને ! રાજપુત્ર ગજસુકુમાલ... જેની કોમળ કાયા હોવા છતાં વૈરાગ્યને પામી સંયમ માર્ગે ડગ માંડે છે... માત્ર સંયમનો સ્વીકાર જ નહીં - સંયમના કષ્ટનો

સામેથી સ્વીકાર માટે તે જ દિવસે શ્મસાન ભૂમિમાં કાયોત્સર્ગમાં રહી દેહ મમત્વનો ત્યાગ કરે છે.

સોમિલ સસરો જમાઈ મુનિને ધ્યાનમાં જુવે છે... ગુસ્સો આવે છે કે, 'મારી દીકરીનો ભર યૌવન વયમાં ત્યાગ કરી સંયમ માર્ગ સ્વીકારતાં એને શરમ નથી આવતી - પોતે તો ભોગ-સુખનો ત્યાગ કર્યો... મારી દીકરીના પણ સુખ-ચેન લૂંટી લીધા...' આમ ગુસ્સાથી તેના મસ્તક પર ખેરના અંગારા સળગાવે છે... માથાની ચામડી... તડ-તડ થાય છે. આ વિષમતાને મુનિ પ્રસન્નતાથી સમતામાં પરિવર્તન કરી દે છે.

ગજસુકુમાલ નૂતન મુનિ આ ઉપસર્ગને પ્રસન્નતાથી સહન કરતાં એક જ વિચારે છે... 'મારા કર્મનો વાંક છે... સસરાજીએ તો મોક્ષની પાઘડી પહેરાવી... મારા કર્મક્ષયમાં નિમિત્ત બન્યા...' અને 'સમાહિ મરણં ચ'ની ભાવના ભાવતાં... શુદ્ધ પરિણામની ધારામાં દેહત્યાગ કરી... અમર બની ગયા... આનું નામ સમતા... આનું નામ સામાયિક...!



ઉંઘમાં માત્ર સપના ન જુઓ,
સારા સપના જોઈને ઉંઘી ન જાઓ,
પણ સપના જુઓ અને તેને સાકાર
કરવા કમર કસો.



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# "બહુ ક્રોડો વરસે ખપે, કર્મ અજ્ઞાને જેહ જ્ઞાની શ્વાસોશ્વાસમાં કર્મ ખપાવે તેહ."



**'પરમ સુંદર લાગે છે' :**

કેટલું સુંદર દશ્ય લાગે જ્ઞાન-પંચમીના દિવસે. નાના મોટા સહુ જ્ઞાનની રચના પાસે જાય. માત્ર કોરા કાગળની પણ વાસક્ષેપથી પૂજા કરે. કોઈએ પૂછ્યું : 'કોરા કાગળની કેમ પૂજા કરો છો ? મેં કહ્યું : 'કાગળ માત્ર કોરો નથી, સ્વચ્છ છે, જ્ઞાન સ્વચ્છ છે, જ્ઞાન સ્વચ્છતા આપનાર છે, જ્ઞાન આત્માનો કર્મમળ દૂર કરી સ્વચ્છ બનાવે છે. બસ, આવી આત્મ-સ્વચ્છતા મેળવવા માટે જ જાણે કોરા કાગળની પૂજા થાય છે. હા, શ્રુતજ્ઞાન જ્ઞાન છે, માટે તેની મહત્તા માટે પોથી અને પુસ્તકની પણ પૂજા થાય છે. આમ, જ્ઞાનપૂજાનો આવો **વ્યવહાર પરમસુંદર** લાગે છે.'

**શક્તિનો ક્યાસ આવી જાય છે :**

પણ, અહીં જ્ઞાનની અનુપમ મહત્તાની વાત છે. કષ્ટ સહન કરવાથી કર્મનો ક્ષય થાય છે. એવી માન્યતા ઘણા લોકોની હોય છે. અપેક્ષાએ થોડી સાચી હોય તો પણ એ વાત સંપૂર્ણ સાચી નથી અનેક ક્રોડો વર્ષ સુધી અજ્ઞાની કષ્ટ સહન કરી અને જે કર્મનો ક્ષય કરે છે તે જ્ઞાની એક જ શ્વાસોશ્વાસમાં કરી દે છે. ખોટી દસ હજાર ચાવીથી

તાળુ ખૂલે નહીં, પણ તાળું તો ખૂલે સાચી જ ચાવીથી. સમય અને કષ્ટ કેટલાય હોય, તેનો હિસાબ નથી. વધુ શુદ્ધ ગુજરાતી ભાષામાં કહીએ તો - 'બળ નહીં, પણ કળની જરૂર છે.' કર્મનો ક્ષય જો કષ્ટ સહન કરવાથી જ થાય તેમ હોય તો ભરત મહારાજા આરીસા ભુવનમાં ઘનઘાતિ કર્મનો ક્ષય સાધી ન શક્યા હોત. આ કર્મક્ષય એ કળા છે, એક કળ છે. આત્મા જ્યારે શરીરને આત્મા માની લે છે, અહંકાર અને મમકારને ઉપાદેય માની લે છે, પછી ગમે તેટલું કષ્ટ સહન કરે, કર્મ ક્ષય થવાને ઠેકાણે કર્મબંધ વધતો જ જાય છે. કર્મબંધને દૂર કરવા પોતે દેહ નથી, પણ આત્મા છે, તેનું સતત ધ્યાન હોવું જરૂરી છે. વાણી અને વર્તન બંનેથી પોતે દેહાતીત છે અને આથી જ જેને ભેદજ્ઞાન થાય છે, **તેને આત્માની અનંત શક્તિનો ક્યાસ આવી જાય છે.** તે ક્ષણે ક્ષણે કર્મોનો નાશ સાધી શકે છે.

**કોઈ કષ્ટ સહ્યા વિના :**

જ્ઞાનીનું, સાચા જ્ઞાનીનું જ્ઞાન માત્ર ભાષણ નથી હોતું, પણ એક અનુભવ હોય છે. આવો અનુભવી અહંકાર અને મમકારમાં લપટાતો નથી. અહંકાર અને મમકારમાં લપટાઈએ પછી ગમે તેટલા કષ્ટો સહન કરીએ તોય કશું વળે નહીં. બાહુબલી અહંકારમાં ચઢ્યા, એક વર્ષ ભયંકર કષ્ટ સહ્યા. કેવળજ્ઞાન તો શું થાય ? પણ, મનઃપર્યવ કે અવધિજ્ઞાન પણ ન થયું. જે ક્ષણે અભિમાન ઓગળી ગયું, અહંકાર વરાળ થઈ ગયો. તે જ ક્ષણે કેવલજ્ઞાન હાજર થઈ ગયું. કોઈ કષ્ટ સહ્યા વિના...

**જ્ઞાનનો મહિમા છે :**

માટે જ સાધનાના પહેલા દિવસથી છેલ્લા દિવસ સુધી સંયમ પ્રાપ્તિના પ્રથમ દિવસથી અંતિમ દિન સુધી એક લક્ષ્ય રાખવું.

"નાહં - ન મમ" હું માત્ર આત્મા છું, આત્મા સિવાય બીજો કોઈ નથી, બીજું કશું નથી. મારા સ્વભાવભૂત દર્શન-જ્ઞાન-ચારિત્ર એ જ ગુણો છે. બાકી મારૂં કંઈ નથી, મારૂં કોઈ નથી. એક હજાર ખોટાને ભેગા કરવાથી સત્ય થતું નથી, પણ એક સત્ય આવે ત્યારે બીજા કોઈ સત્યની જરૂર પડતી નથી. આવો જ્ઞાનનો મહિમા છે.

**શાશ્વત સુખના સ્વામી બનીએ :**

જૈનત્વને ઝળહળતું રાખવા એ જ જરૂરી છે કે, આપણે જ્ઞાની બનીએ. જ્ઞાની બનીએ એટલે આત્મા અને શરીરના ભેદના જ્ઞાની બનીએ.

**જ્ઞાની બનીએ એટલે અહંકારથી શૂન્ય બનતા જઈએ.**
**જ્ઞાની બનીએ એટલે મમત્વના બંધનથી પર થતાં જઈએ.**

ખરૂં જોતાં તો જ્ઞાની આ સંસારમાં રહ્યો છતાં સંસારથી પર જ હોય છે. આવો આત્મા કદી કર્મોથી બંધાય જ નહીં. કર્મબંધથી મુક્ત રહી સદાય સૌ શાશ્વત સુખના સ્વામી બનીએ એજ શુભભાવના...



**ક્ષણ એટલે સમય...**
**ક્ષણ એટલે અવસર...**
**સમયને જાણે તે પંડિત...**



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# "હું પાપી છું, નીચ ગતિ ગામી,
# કંચનગિરિનું શરણું પામી,
# તરશું જરૂર... જિનને ક્રોડો પ્રણામ..."



બીજાને ઉતારી પાડવો હોય, નીચો દેખાડવો હોય, તો આપણી પાસે શબ્દ તૈયાર છે : "સાલા ! તું પાપી છે." જાણે સર્ટિફીકેટ આપવાનો અબાધિત અધિકાર આપણને મળેલો ન હોય ?

"હું પાપી છું." એમ કહે, કોઈ કારણે વિવશ પરિસ્થિતિમાં આવ્યો હોય, કોઈક પાપ કરતાં સપડાઈ ગયો હોય, ત્યારે કબૂલ કરે કે "હું પાપી છું."

અધ્યાત્મમાં ગળાડૂબ ડૂબી ગયેલા, આત્મપદથી પરમાત્માપદની યાત્રા કરનાર મહાકવિઓ પોતાના સ્તવનોમાં ગાય છે "હું પાપી છું." ત્યારે આપણને આશ્ચર્ય લાગે છે કે, મહાપુણ્યશાળી પુરુષ આવું કેમ બોલે છે ? વળી, પાછો ખૂલાસો કરે છે કે, "હું નીચ ગતિ ગામી છું." ત્યારે તો આપણે હેબતાઈ જઈએ છીએ, પણ મહાપુરુષો સ્વ-દોષ દર્શનમાં ખૂબ જ જાગૃત હોય છે.

**સામાન્ય પુરુષ પરદોષ દર્શનમાં નિપુણ હોય.**
**મહાપુરુષ સ્વદોષ દર્શનમાં નિપુણ હોય.**


J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

પોતાની જરા સરખી વિરાધના તેઓને મોટો અપરાધ લાગે છે, મોટું પાપ લાગે છે. સ્વદોષોથી ગભરાયેલા હોય છે, પોતાની જાતને જાહેરમાં પાપી કહી શકે છે. આવી હિંમત પ્રત્યેક અધ્યાત્મી આત્મામાં હોતી નથી. દાદા ગુરુદેવ પૂ. લબ્ધિસૂરીશ્વરજી મ.સા. બેધડક રીતે પોતાને પાપી જાહેર કરે છે, પોતે નીચ ગતિમાં ચાલી જશે, તેવી આશંકા વ્યક્ત કરે છે.

પરંતુ શ્રી સિદ્ધાચલજીના શરણની મહત્તાથી પોકારી ઊઠે છે, "તરશું જરૂર", ચાલતાં પડી જવાય તેવું બની શકે, પણ પડી રહેવાનું તો ન જ બને. સ્વ દોષોનું પ્રમાર્જન કરવાનો પૂ. દાદા ગુરુદેવનો સંકલ્પ છે. તેથી જ "તરશું જરૂર" એ વાક્ય એમની આત્મ-વિશુદ્ધિનો અતૂટ આત્મવિશ્વાસ પ્રગટ કરે છે. તેમાંય શ્રી સિદ્ધાચલનું આલંબન તો અમોઘ આલંબન છે. ક્યારેક સમય મળે ત્યારે આલંબનની વિચારણા કરીશું. પરંતુ, હાલમાં તો એ જ કહેવું છે કે, મહાપુરુષો પર-દોષારોપણથી દૂર હોય છે, કારણ કે, તેઓને પોતાના નાના-નાના દોષનું પણ એટલું ઝીણું ઝીણું નિરીક્ષણ-સંશોધન હોય છે કે, પરદોષ દર્શન અને પરદોષારોપણનો તેમને સમય જ નથી હોતો.

પોતાના આત્માનું આવું સૂક્ષ્મદર્શન એ જ ખરૂં "આત્મદર્શન" છે. આવા આત્મ-દર્શનને પ્રાપ્ત વિરલા પોતે ગમે તેવી આરાધના કરે છતાય પોતાને ન્યૂન કક્ષાના જ માનવાના, પોતાને ન્યૂન કક્ષાના માનવાની તેઓની સમજ આપણને મહાપુરુષોની શોધ કરી આપે છે.

મહાપુરુષો પોતાના દોષથી ડરેલા હોય છે, આત્મશુદ્ધિના વિશ્વાસથી ભરેલા હોય છે

બસ, આત્મ-શુદ્ધિનો વિશ્વાસ થવો... એ વાતને કદીય ન ભૂલો...

અંતે, પરમાત્મપદને મેળવો...





# જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુઃ



ભૂખ્યો કૂતરો કંઈપણ ખાવાનું ન મળે ત્યારે હાડકાં ચગળે છે. પોતાના જ મોંઢામાં લોહી નીકળે છે અને એ લોહી ચાટતા હરખાય છે. લોહી હાડકામાંથી નીકળ્યું નથી. પણ એનો ભ્રમ ચાલુ રહે છે. એ સત્યથી હજારો માઈલ દૂર થઈ જાય છે.

રણમાં પેલા ઝાંઝવાના નીર દેખાય છે. તરસ્યા હરણોના ટોળાં તે તરફ દોડીને આવે છે. પણ પાણીનું ટીપું મળતું નથી. પાણીના નામે ભ્રમથી દોડ્યા કરે છે.

આમ જ, માનવ ક્ષણિક ભોગ સુખો પાછળ દોડે છે. ખરેખર સુખ તો આત્મામાં રહેલું છે. ભોગ સુખમાં માત્ર સુખનો આભાસ-સુખનો ભ્રમ છે. માનવ અને પ્રાણીમાત્ર ભ્રમમાં જ ભટક્યા કરે છે. સત્યને સમજતાં નથી. કેટલાક શાશ્વત સત્યોને સમજવા જરૂરી છે.

૧. જ્યાં જન્મ છે, ત્યાં મૃત્યુ છે.

૨. જ્યાં સંયોગ છે, ત્યાં વિયોગ છે.

૩. આત્મા અને જગત નિત્ય છે.

૪. જગત સતત પરિવર્તનશીલ છે.

આત્માનું અશુદ્ધ સ્વરૂપ રાગ-દ્વેષ, શોક-ભય, સુખની લાલસા, ગમે તેટલું મળે છતાંય અતૃપ્તિ, દંભ, દરિદ્રતાથી પરિપૂર્ણ છે. ત્યારે આત્માનું શુદ્ધ સ્વરૂપ બધા જ રાગ-દ્વેષથી રહિત, મન અને દેહથી પણ

રહિત છે. પરમ સુખમય છે. તેને કોઈ પીડા પમાડી શકે નહીં અને તે કોઈનેય પીડા આપી શકે નહીં. બસ, આવા સત્યોને સમજીએ.

અનાદિ કાળથી જીવનો જન્મ થાય છે, પણ જન્મનો બીજો છેડો મરણ છે. લોકો જેમને અવતારી પુરૂષ કહે છે - ભગવાનનો અવતાર કહે છે, તે વ્યક્તિ પણ આ વિશ્વમાંથી વિદાય લે છે. ચોવીસ તીર્થંકરો આદિ મહાપુરૂષો પણ આ વિશ્વમાંથી અંતિમ મૃત્યુનો અનુભવ કરી મોક્ષમાં જાય છે. આમ, ધ્યાનમાં રહે કે જ્યાં જન્મ છે ત્યાં મૃત્યુ છે જ. દેવોને પણ 'અમર' કહેવાની પરંપરા છે. પરંતુ, દેવોને પણ મૃત્યુનો અનુભવ કરવો જ પડે છે. જેઓ લાખોના જીવન બચાવે છે - જીવન સુધારે છે, લાખો પર ઉપકાર કરે છે, તેઓએ પણ મરણના શરણે જવું જ પડે છે. વિજ્ઞાનની મથામણે ચઢેલાં ... બોડી(શરીર)ની વાત કરે છે તો પણ ઉંમર વિનાનું શરીર એટલું જ કહી શકે છે. મૃત્યુને લંબાવવાનો કદાચ માર્ગ બતાવે છે. પણ **'Deathless Body'** મૃત્યુ વિનાનું શરીર એવું તો તેઓ પણ કહી શકતા નથી.

**अजरामरवत् प्राज्ञो, विद्यां अर्थं च चिंतयेत् ।**
**गृहीत एव केशेषु, मृत्युना धर्मम् आचरेत् ॥**

તમારે વિદ્યા મેળવવાની હોય કે જ્ઞાન મેળવવાનું હોય કે સારૂં કાર્ય કરવાનું હોય ત્યારે તમે જરાયે ઘરડા થયા નથી - જરાયે અશક્ત નથી અને ક્યારેય મૃત્યુ આવવાનું નથી, એમ સમજીને ભલે ચાલો... પણ, ધર્મ કરવાની વેળામાં વિલંબ ના કરો. મૃત્યુ જાણે તમારા વાળ ખેંચીને જ બેઠું છે. ક્યારે તમને ઝડપી લેશે, તેની ખબર જ નહીં, માટે એમ જ સમજો કે મૃત્યુએ આવીને તમારા વાળ પકડી લીધા છે. હમણાં જ મૃત્યુ ઉંચકી લેશે અર્થાત્ કોનું મૃત્યુ કઈ ક્ષણે થશે એ વાત તો જરાય કહી શકાય એવું નથી.

ઈજિપ્તના પિરામીડોમાં મમીને સાચવવામાં આવ્યા છે. મૃત્યુ પર વિજય મેળવવાના વલખાં મારવામાં આવ્યા છે. પણ, હજી કોઈ



J3\ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

ખરેખરો મૃત જીવ પુનર્જીવિત થયો નથી. કોઈક મહા તર્કશાળી મને કહે છે કે, 'વિજ્ઞાન મૃત્યુ પર વિજય મેળવશે.' હું વિચારૂં છું કે એવું થાય નહીં, પણ કદાચ એવું થશે તો મહા ભયંકર સ્થિતિ-હિંસા ભાવના બેફામ વધી જશે. તમે કોઈને ગોળી મારો - કોઈને મારી કાપી નાંખો, કોઈક દેશને તો અભેદ મૃત્યુને શરણ થવું જ પડે છે. વળી, કોઈક ભૂંકપ કે વાવંટોળ આવે તો અભેદ મૃત્યુને શરણ થવું જ પડે છે. વળી, કોઈને જાણ થાય કે આ માનવ પ્રાકૃતિક કારણોથી મરે નહીં. એવો એનો દેહ છે, તો એ માનવને મારવા માટે જ એનો વિરોધી વર્ગ તલસાટવાળો રહેવાનો છે. અંતે શરીરથી લાંબો કાળ સુધી રહી શકવાનું નથી એટલે જ મૃત્યુ અનિવાર્ય છે.

આ સત્યને સમજી જઈએ એટલા માત્રથી ના ચાલે. આ સત્યનો સ્વીકાર કરવો પડે. મૃત્યુ નિશ્ચિત હોવાથી મૃત્યુનો આવકાર કરવા સજ્જ રહેવું પડે. સજ્જતા એટલી બધી જોઈએ કે કોઈ મહાન ઉદ્દેશ્ય પાછળ મરવાનું આવે તો તેને મૃત્યુનો ડર ન હોવો જોઈએ. એક રીતે વિચારીએ તો જન્મ આપણા જીવનનો એક મહાન પ્રારંભ છે. દરેક કાર્યોમાં પ્રારંભ કરતાં પૂર્ણાહુતિ ભવ્ય હોવી જોઈએ... અર્થાત્ મૃત્યુ સમજદાર માણસ માટે મહા મહોત્સવ હોવો જોઈએ. આથી જ પ્રાચીન જૈન પરંપરામાં તીર્થંકરો પણ પોતાની કાયાની પૂર્ણાહુતિ પૂર્વે અનશન વ્રત ગ્રહણ કરતાં જાણે એમ જ લાગે કે તેઓ મૃત્યુનું સ્વાગત કરવા સજ્જ થયા છે. મહામુનિઓ પણ શરીર ક્ષીણ પ્રાયઃ થતાં આહાર વિગેરેનો ત્યાગ કરી શરીરનું મમત્ત્વ ઉતારી મૃત્યુનું સ્વાગત કરતા હતા. મૃત્યુની જાણે રોજ તૈયારી કરવાની હોય તેમ જૈન સૂત્રોમાં તેની પ્રાર્થના છે - **'જય વીયરાય સૂત્ર'** દ્વારા જૈનો રોજ પાઠ કરે છે. **'સમાહિ મરણં ચ'**

**'મને પણ પૂર્ણ જાગૃતિપૂર્વક, પૂર્ણ સમતા પૂર્વક, પૂર્ણ સ્વસ્થતા પૂર્વક, પરમાત્મા પ્રત્યેના પૂર્ણ સમર્પણ દ્વારા મૃત્યુ મળો...'**





J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# "જાગ તું જાગ તું, જાગ તું જીવડા; માંગ તું માંગ તું શુદ્ધ બોધિ..."



કોઈ માણસ એકલો બેઠો બેઠો પોતાની જોડે વાત કરતો હોય તો આપણને ગાંડો લાગે, પણ અધ્યાત્મ માર્ગના પ્રવાસીઓ કહે છે, જે પોતાની સાથે વાત નથી કરતો એ જ ખરેખર ગાંડો છે.

ઓળખો, ભલે તમારે આખી દુનિયાને ઓળખવી હોય તો ઓળખો, પણ પહેલા તમારી પોતાની જાતને ઓળખી લો. જાતને ઓળખવા માટે આપણે આજ સુધી પ્રયત્ન કર્યો નથી, જો વધુ સ્પષ્ટ કહું તો માત્ર આળસુ નથી, બેદરકાર છીએ. કદાચિત્ આગળ વધીને કહીએ તો બેભાન છીએ.

માટે જ કવિરાજ લબ્ધિસૂરીશ્વરજી મહારાજ સાહેબને ગાવું પડ્યું : 'જાગ તું જાગ તું, જાગ તું જીવડા' અને 'જીવડા' કહીને સંબોધન કર્યું, આ તિરસ્કારભર્યું નથી, વહાલભર્યું આહ્‌વાન છે ! પ્રેમપૂર્વક પોકાર છે ! ઓ ભાયલા ! ઓ જીવડા ! તું જાગ ! ઉંઘ એક જુદી જ દુનિયા છે. તમે ઉંઘમાં હો અને તમારી તમામ સંપત્તિ ચોરો ચોરી જાય તો પણ તમને ખબર ન પડે. તમે ઉંઘમાં, ભર ઉંઘમા હોવ ત્યારે તમારા માટે જ કોઈ વિપરીત વાત કરતું હોય તોય તમને ખબર ન પડે.

અરે ! કોઈવાર તો ઉંઘમાં જ તમને કોઈ ખતમ કરી દે તો પણ, તમે શું કરી શકો ? આ તો થઈ બહારની ઉંઘની દુનિયાની વાત, પણ તે કરતાંય ભયાનક હોય છે. આંતરિક ઉંઘ...! સનાતન સત્ય જેવી વાતો તમારી નજીક આવતી નથી. તમે એને જાણી શકતા નથી, કારણ તમે ઉંઘમાં છો.

શાસ્ત્રની પરિભાષામાં વિચારીએ તો ચરમાવર્તમાં પ્રવેશ ન કરીએ ત્યાં સુધી ઉંઘમાં જ છીએ. શુક્લપાક્ષિક થયા પછી કંઈક ઠેકાણું પડવાની શરૂઆત થાય. માટે જ મહાકવિ પોકારીને કહે છે. **'જાગ તું જાગ તું, જાગ તું જીવડા'**

ભવાભિનંદિપણું જાય, અનુક્રમે સમ્યક્ત્વ આવે ત્યારે જ ભાવ નિદ્રાનો ત્યાગ થાય, ત્યારે જ આત્માને સાચું વિશ્વદર્શન થાય છે.

પેલો કોઈ વિચારક પોકારીને કહે છે, મારી સગી આંખે હું જોવું છું તે શું બધું ખોટું છે ?

આપણે હમણા સાચા-ખોટાની વાતને બાજુ પર રાખીએ, પણ છાતી ઠોકીને કહી શકીએ કે સમ્યક્ત્વ આવ્યા બાદ જ સાચી સમજ પડે છે.

અત્યાર સુધીમાં હું બધું નકામું જ જોઈ રહ્યો હતો. પત્નીને જોઈ રહ્યો હતો. 'પત્ની મારી જ છે' એમ કહીને મોહી રહ્યો હતો, પણ સમ્યક્ત્વનો સ્પર્શ થતાં ભાઈલા ! કોઈ કોઈનું નથી. તે સમજાય છે.

તમારો રાગ નકામો છે, વ્યક્તિ તરીકે પત્ની વ્યક્તિ ખોટી નહીં હોય પણ, એના પરનો તીવ્ર રાગ તમને સત્યનું દર્શન કરવા નહીં દે, **માટે તો સમ્યક્દર્શન એ મોહનો પડદો ખસી ગયા પછીનું વિશ્વદર્શન છે. અત્યાર સુધી ક્યારે ન જ થયેલું એવું આગવું વિશ્વ પ્રત્યક્ષ થાય.**

આત્મા જાણે પરમાત્માનો પ્યારો બની જાય છે. આત્મા પોતામાં રહેલી અનંતશક્તિના ખજાનાને નિહાળવા માંડે છે, માટે જ કવિએ તો પોતાના આત્માને કહ્યું છે કે, 'તું ! તું જાગી જા... પણ આવા મહાન આત્મા જે જાગૃતિને ઝંખે છે એવી જાગૃતિને આપણે પણ કેમ ન ઝંખીએ ? ઝંખશો તો પામશો. માંગશો તો મેળવશો... શોધશો તો પ્રાપ્ત થશે...

કહેવાય છે - સૂતેલા માનવને જગાડી શકાય પણ જાગતા છતાં સૂવાની ચેષ્ટા કરનારને ઉઠાડવાની ચેષ્ટા નિષ્ફળ જાય છે.

પણ, મહાકવિ લબ્ધિસૂરિ મ.સા. માત્ર જીવને જગાડતા નથી, ચેતવણી પણ આપે છે... દિશાબોધ પણ આપે છે. ઉંઘમાંથી જાગ્યા પછી ચા માંગવાની આદત ઘણા લોકોને હોય છે. અહીં મહાકવિ કહે છે - તું એવું કંઈક માંગ કે ઉંઘમાં પણ જાગતો રહે. યોગીઓ-સાધુસંતો ઉંઘમાં પણ જાગૃત રહે છે. ઉંઘમાં પણ જાગૃત રહેવા બોધ જોઈએ, તત્વો પર શ્રદ્ધા જોઈએ... જિનવચનો પર આસ્થા જોઈએ...

માંગ... એકવાર બોધિ માંગ... બોધિ મળ્યા પછી સમગ્ર જીવન સમાધિમય બની જશે. મોક્ષપ્રાપ્તિનો અધિકાર સહજ પ્રાપ્ત થઈ જશે.



સુખી થવાની ચાવી...
જતુ કરો...
જાતે કરો...
જોયા કરો...



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# લોહો સવ્વ વિણાસણો



એક વખત એક રાજાને સુંદર રાજભવન બનાવવાનો વિચાર આવ્યો નગરમાં જેટલાં રાજ શિલ્પીઓ હતા તેમાં સહુથી વૃદ્ધ રાજશિલ્પીને બોલાવીને રાજાએ કહ્યું, 'નદીના આથમણે કિનારે એક એવું ભવન તૈયાર કરો જે સૌંદર્ય અને સુવિધાની દૃષ્ટિએ ઉત્તમ હોય.'

રાજાની આજ્ઞાથી શિલ્પીને રાજ-ખજાનામાંથી એક લાખ સોનામહોર મળી ગઈ. આટલી મોટી રકમ મળતા વૃદ્ધ શિલ્પીનું મન ડોલી ગયું. એના મનમાં કુવિચાર આવ્યો કે જો ભવનના બાંધકામમાં ઉતરતી કક્ષાની અને બનાવટી સામગ્રીનો ઉપયોગ કરૂ તો મને ઘણા પૈસા મળી જાય.

કહેવત છે જ્યાં લોભ છે ત્યાં વિવેક નથી ને જ્યાં લાભ છે ત્યાં લોભ રહ્યા વગર રહેતો નથી. વૃદ્ધ શિલ્પીએ ઘણી ગોલમાલ કરી ભવન તૈયાર કર્યું. ભવનનો ઉદ્‌ઘાટન સમારોહ આયોજાયો. ઉદ્‌ઘાટન પ્રસંગે રાજા પણ હાજર રહ્યા. રાજાએ ભવ્ય ઉદ્‌ઘાટન પ્રસંગે એકઠા થયેલા લોકોને સંબોધીને કહ્યું કે,

આજે મારી ઘણા સમયની ઈચ્છા પૂરી થઈ છે. આપણા રાજશિલ્પીની રાજભક્તિ અને કર્તવ્ય પરાયણતા માટે હું વર્ષોથી એમને કોઈ પુરસ્કાર આપવાનું વિચારતો હતો, આજે મારી ઈચ્છા તેમણે પૂરી

કરી છે માટે આપણા રાજ્યનું આ સૌથી સુંદર ભવન હું આપણા આ રાજશિલ્પીને અર્પણ કરૂ છું.

આટલું કહી રાજાએ રાજભવનની ચાવી વૃદ્ધ રાજશિલ્પીના હાથમાં પ્રેમપૂર્વક મૂકી દીધી. સભામાં રાજાનો જય જયકાર થયો ને વૃદ્ધ શિલ્પીના હોશ કોશ ઉડી ગયા.

આ દૃષ્ટાંત દ્વારા એવું નથી લાગતું કે ક્યારેક આપણે આપણી જ લુચ્ચાઈ દ્વારા આપણી જાતને છેતરતા હોઈએ છીએ !

શય્યંભવસૂરિ રચિત દશવૈકાલિક સૂત્રમાં ફરમાવેલ છે કે...

'લોહો સવ્વ વિણાસણો...' લોભી વ્યક્તિ સર્વ વિનાશને નોતરે છે. પેલો મમ્મણ... ઓળખો છો ને ? શ્રેણિક મહારાજા કરતાં પણ અઢળક સંપત્તિનો સ્વામી હોવા છતાં શું ખાતો હતો ? માત્ર તેલ અને ચોળા...! લોભીને માત્ર ધનના સંગ્રહમાં જ આનંદ હોય છે... કોણ જાણે એના સંગ્રહ કરેલા ધન આદિને કોણ ભોગવશે ? એક સોય પણ પરભવમાં લઈ જઈ શકાતી નથી તો ધનના ઢગલા તો કોણ લઈ જશે ?

શાસ્ત્રકાર ફરમાવે છે ગૃહસ્થ જીવનમાં ધન આવશ્યક છે પણ, ધન 'જ' આવશ્યક છે તેવું માનવું તે અજ્ઞાન છે. જ્યાં અજ્ઞાન છે ત્યાં ધનની પ્રાપ્તિમાં સંતોષ નથી. પુણિયા શ્રાવક કોઈ દરિદ્ર ન હતા. સંપત્તિ હતી પણ સાથે સંતોષ હતો. પરિગ્રહ પરિમાણવ્રતનો સ્વીકાર કર્યો - એકાંતર વારાફરતી ઉપવાસ કરી પ્રતિદિન સાધર્મિક ભક્તિનો આનંદ મેળવતાં હતા. ધન્ય છે આવા નિર્લોભી પુણ્યાત્માને !





# "નિર્વિશેષ મનસ્કાય શ્રી વીરસ્વામિને નમઃ"



સાડા ત્રણ કરોડ શ્લોકના રચયિતા છે, શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજા. આટલી રચના પાછળ કેટલો અભ્યાસ હશે ! કેટલું વાંચન હશે ? કેટલું ચિંતન હશે ? કેટલી વિદ્વત્તા હશે ? પોતાની સાડા ત્રણ કરોડ શ્લોકની રચનામાં પણ, જે ગ્રંથને મહાનગ્રંથ ગણાવ્યો છે, તે ગ્રંથ છે **'યોગશાસ્ત્ર'**.

યોગના સામાન્ય જિજ્ઞાસુથી માંડીને મહાન સિદ્ધ યોગીને પણ માર્ગદર્શન કરી શકે તેવો આ ગ્રંથ છે – **'યોગ શાસ્ત્ર'**.

આ ગ્રંથના બીજા જ શ્લોકમાં મહાયોગી પ્રભુ મહાવીરના યોગનું વર્ણન કરે છે. પ્રભુ મહાવીરને ભયંકર ડંખ મારનાર ચંડકૌશિક સર્પ માટે કે તેમની સેવામાં તત્પર સૌધર્મ ઈન્દ્ર વિષે પ્રભુને કોઈ ફરક દેખાતો નથી, કારણ સેવાની એમને અપેક્ષા નથી. પ્રભુ આપણા જેવાની અનુભવ દુનિયાથી ઉપર ઉઠી ગયા છે. સેવામાં કે પીડામાં પ્રભુને કોઈ ફરક દેખાતો નથી, સેવાના અને પીડાના અનુભવનું પ્રભુને જ્ઞાન છે. પ્રભુ સેવાના સુખના જ્ઞાની છે, પણ તે સેવાથી સુખી નથી. પ્રભુને દુઃખનું જ્ઞાન છે, પણ પ્રભુ દુઃખથી દુઃખી નથી. સુખ અને દુઃખ જ્યારે પોતાના દેહ પર થાય છે ત્યારે આપણે સુખી કે દુઃખી થઈએ છીએ, પણ બીજાના શરીર પર પીડા કે સેવા થાય તો તેના સુખ દુઃખનો


J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

અનુભવ આપણને ન થાય, કારણ કે શરીર આપણું નથી, બીજાનું છે. બસ, હવે તાળો મળી જશે.

પ્રભુ માટે પોતાનું શરીર એ પોતાનું શરીર નથી, પણ પ્રભુ માટે પોતાનું શરીર પરાયો પદાર્થ છે, પરનું શરીર છે. પછી પ્રભુને સુખ-દુઃખની વેદના કેવી રીતે થાય ? અને તેથી જ પ્રભુ ચંડકૌશિક અને ઈન્દ્ર માટે એક જ સરખા ભાવવાળા છે. એમના મનમાં કોઈના પણ પ્રત્યે કોઈપણ વિશેષતા નથી, માટે પ્રભુ નિર્વિશેષ મનવાળા છે. એક વખત મોહ નાશ પામે છે પછી પોતાનું શરીર પણ પારકું બને છે. સુખ દુઃખની વેદના માત્ર દર્શન બની જાય છે, જરાય મનને સ્પર્શતી નથી.



પૈસા મળે તો પુણ્યનો
ઉદય, ગમે તો પાપનો
ઉદય, વાપરવાનું મન થાય
તો મહાપુણ્યનો ઉદય...







# શ્રી શ્રમણ સંઘસ્ય શાંતિર્ભવતુ...



મનઃશાંતિ આપણો આદર્શ છે. વિશ્વ શાંતિની આપણી પ્રાર્થના છે. બૃહદ્ શાંતિનો પાઠ જૈન માત્રનો પ્રિય પાઠ છે. સ્નાત્રના અંતે, પક્ખી પ્રતિક્રમણના અંતે અને એવાં કોઈક વિશેષ પ્રસંગે બૃહદ્ શાંતિનો પાઠ થાય છે. આ શાંતિ પાઠમાં સૌથી પ્રથમ શાંતિની પ્રાર્થના શ્રી શ્રમણ સંઘ માટે છે. સૌથી છેલ્લી પ્રાર્થના બ્રહ્મલોકની એટલે સમસ્ત વિશ્વની શાંતિ માટેની છે. વચમાં બીજા અનેક પુણ્યાત્માઓની શાંતિની પ્રાર્થના છે પણ, શાંતિની પ્રાર્થનામાં સહુ પ્રથમ શ્રમણ સંઘની શાંતિની પ્રાર્થના થઈ છે. ખૂબ જ અર્થ સૂચક છે. **શ્રમણ સંઘ સહુની શાંતિનો આધાર છે, શ્રમણ સંઘ પ્રબળ ઊર્જાનો સ્રોત છે,** શ્રમણના મનમાં હંમેશા વિશ્વમાત્રના જીવો માટે મૈત્રી ભાવનો દરિયો ઉછળતો હોય છે. પોતાની દરેક ક્રિયામાં કોઈપણ જીવને હાનિ ન પહોંચે એવી જાગૃત ઉપયોગધારા હોય છે. શ્રમણના વિચારો-વાણી અને વર્તન શાંતિના ઝરા જેવા હોય છે. આવા શ્રમણો - આવી શ્રમણીઓ પોતાના આશીર્વાદના બળથી પોતાના માનસિક સંકલ્પથી અનેક જીવોને શાતા અને શાંતિ પહોંચાડે છે. રખેને આવા શ્રમણો, આવી શ્રમણીઓ અશાંત છે માટે તેમની શાંતિની પ્રાર્થના થાય છે એવું ના સમજીએ. આવા શ્રમણો અને શ્રમણીઓ તો શાંતિની વર્ષા કરનારા છે, માટે આ પ્રાર્થનાનો અર્થ એમ કરીએ કે,

"આ શ્રમણ સંઘ અમારા સહુ ઉપર શાંતિ વરસાવો." શ્રમણ-શ્રમણી ભગવંતોના મુખમાંથી અમૃતના ઝરા જેવા શબ્દ નીકળે છે, **"ધર્મલાભ".** કોઈ આત્મા જરા સરખો પણ અર્થી દેખાય કે શ્રમણવર્ગના મુખમાંથી ધર્મલાભ સરી જ પડે છે, **આ ધર્મલાભ શાંતિનો મહાસાગર છે,** અર્થ અને કામ અશાંતિના મૂળ છે, વિશ્વના તમામ સંઘર્ષો અને યુદ્ધો અર્થની અભિલાષા અને કામની ઝંખનાથી જ થયા છે. આ ધર્મલાભ અર્થના અનર્થો અને કામની વિડંબણાઓને દૂર કરે છે. સ્વાભાવિક જ માનવી શાંતિને પ્રાપ્ત કરે છે.

અર્થ અને કામની સદંતર ઈચ્છાઓ ચાલી જાય તો વીતરાગ જેવી શાંતિ અનુભવાય પણ, જો અર્થ અને કામની ઈચ્છા મર્યાદિત પણ કરવામાં આવે તો સંતોષ અને સંયમનો સ્પર્શ થાય છે. પરમશાંતિ અનુભવાય છે.

**"શ્રી શ્રમણ સંઘસ્ય શાંતિર્ભવતુ"**ની આ પ્રાર્થના તો આપણને જાણે લલકારે છે કે, "શાંતિ તને અધીન જ છે. પછી બહાર ક્યાં ભટકે છે ?" બીજી દૃષ્ટિએ વિચારીએ તો શ્રમણ સૌથી પૂજ્ય છે, સહુના માટે પૂજ્ય છે અને એટલે વિશ્વ પરિવારના શ્રમણો વડીલ છે. ઘરમાં વડીલ સર્વોપરિ શાંત હોય તો આખોય પરિવાર શાંત બને છે. કહેવાય છે કે, **"યથા રાજા, તથા પ્રજા"** શ્રમણ ભગવંતોની શાંતિ જરાય ચલિત થાય તેવો કોઈ પણ વ્યવહાર આપણે ના કરીએ. આપણો વિનયભાવ, આપણો બહુમાનભાવ અને આપણો સમર્પણભાવ એવો કેળવીએ કે, શ્રમણો શાંત હોવા છતાંય આપણા તરફથી શાંતિનો અનુભવ થાય.

**શ્રમણ સંઘની શાંતિ આપણી ભ્રાંતિઓને દૂર કરે છે.**
**શ્રમણ સંઘની શાંતિ આપણામાં ધર્મની ક્રાંતિ સર્જે છે.**



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

શ્રમણ સંઘની શાંતિ એટલે તેઓની મહાન આશીર્વાદ શક્તિ... તેઓની આ આશીર્વાદ શક્તિ આપણી આપત્તિને - આપણી વિપત્તિને દૂર કરી એક અનોખી આત્મ-સંપત્તિનું સર્જન કરે છે. તેથી જ કહેવાયું છે કે, એક સત્પુરુષનું અસ્તિત્વ માત્ર આનંદને સર્જે છે. શ્રી શ્રમણ સંઘનું અસ્તિત્વ જ શાંતિનું સર્જક છે, તો તેઓના દર્શન-વંદન અને સ્તવના તો કેવી શાંતિનું સર્જન કરે ?

અરે ! આખરે શ્રમણોની શાંતિની પ્રાર્થના આરાધકોને શ્રમણ બનાવે, આચાર્ય બનાવે, યુગ પ્રધાન બનાવે, તીર્થંકર બનાવે અને છેવટે સિદ્ધ બનાવી ધન્ય બનાવે.



શબ્દમાં વિશિષ્ટ સર્જન
શક્તિ છે,
વિસર્જન શક્તિ પણ છે.
સંહાર શક્તિ પણ છે.



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# ગૌતમ ગણધર કેવલ દિવસે ઋદ્ધિ-વૃદ્ધિ કલ્યાણ કરો



લૌકિક પર્વો આનંદ આપે છે. લોકોત્તર પર્વો આરાધના આપે છે. અર્થાત્ અજૈન પર્વો આનંદ આપે છે, જ્યારે જૈન પર્વો આરાધના આપે છે, પણ જ્યારે આ બંને પર્વો સાથે આવી જાય છે ત્યારે આરાધના અને આનંદનું દિવ્ય વાતાવરણ બની જાય છે.

દિવાળી હિન્દુ સમાજનું પર્વ છે, લૌકિક પર્વ છે અને હવે તો વિશ્વ નાનકડું થયું છે. એટલે કેટલાક ભારતીય પર્વો આંતરરાષ્ટ્રીય પર્વો બની જવાના.

આ જ દિવાળીના દિવસોમાં પ્રભુ મહાવીરનું નિર્વાણકલ્યાણક આવે છે. આ આરાધનાના પર્વને જૈન શાસ્ત્રકારોએ આનંદ પર્વની સાથે જોડી દેતાં કહ્યું કે, "લોક કરે તે દિવાળી" અર્થાત્ જૈન તિથિ માન્યતામાં કંઈપણ આગળ પાછળ આવતું હોય, તો પણ લોકો જ્યારે દિવાળી કરે ત્યારે જ ભગવાન મહાવીરનું નિર્વાણ કલ્યાણક મનાવવું, તેથી કોઈવાર આસો વદ-૧૪ના પણ દિવાળી આવી જાય છે.

લોકોમાં બહુધા વિક્રમ સંવત પ્રચલિત છે, પણ આપણે ત્યાં પ્રભુના નિર્વાણથી વીર સંવત પ્રચલિત થતું હોવાથી વીર અને વિક્રમ

સંવત બંને સાથે જ શરૂ થાય છે. તે કરતાંય વધુ વાત એ છે કે, તે દિવસે જ એટલે કારતક સુદ એકમના દિવસે જ ગણધર ગૌતમસ્વામીનો કેવલજ્ઞાનનો દિવસ છે. આમ, લૌકિક પર્વોની સાથે લોકોત્તર પર્વનો મેળ મળતા આનંદ અને આરાધનાનું પર્વ બની જાય છે.

પેલા ગૌતમસ્વામી રાસના કર્તા મહાપુરુષ કહે છે : **"ગૌતમ ગણધર કેવલ દિવસે ઋદ્ધિ-વૃદ્ધિ કલ્યાણ કરો."** આમ, બેસતા વર્ષના અદ્ભુત આશીષ તેઓ આપે છે, માત્ર ભૌતિક ઋદ્ધિ-વૃદ્ધિ ન માની લઈએ. આ ઋદ્ધિ-વૃદ્ધિને આપણે આત્મિક ઋદ્ધિ પણ ગણીએ, આત્મામાં અનંત શક્તિઓ રહેલી છે, આ બધી શક્તિને ઋદ્ધિ જ કહેવાય. આવી ઋદ્ધિ આખા વર્ષ દરમ્યાન પ્રગટ થતી રહે તેવા દિવ્ય આશીર્વાદ આપણને શ્રી ઉદયવંત મુનિ આપી રહેલ છે. આખુય વર્ષ આત્મ શક્તિઓ પૂરબહારમાં ખીલતી રહે અને આ શક્તિઓ સદાય વધતી રહે... તેની વૃદ્ધિ સદાય થતી જ રહે.

**તમારૂં આ વિ.સં. ૨૦૭૧નું સુંદર વર્ષ,**
**તમારૂં આ વીર નિર્વાણનું ૨૫૪૦મું વર્ષ,**

**આત્મશક્તિઓની વૃદ્ધિથી છલકાતું રહે,** અને આમ બાહ્ય અને આભ્યંતર શક્તિઓ વધે, પછી કલ્યાણ જ થાય.

ચાલો, આપણે આત્મશક્તિઓને આત્મ ઋદ્ધિઓને જગાડીએ. કોઈ ક્રોધ કરે તો ક્ષમા ધારણ કરવાથી ક્ષમાની ઋદ્ધિ પ્રગટ થાય છે.

કોઈ ગમે તેટલું માન આપે છતાંય નમ્ર બની રહેવાથી આત્માની નમ્રતા શક્તિનો વિકાસ થાય છે.

કોઈ ગમે તેવી ખટપટ કરે, દંભ કરે, પ્રપંચ કરે, આપણે સરળતાને ધારણ કરી સરળતાની આત્મ ઋદ્ધિ પ્રગટિત કરીએ.

નક્કી કરો કે, આ દુનિયાની તમામ બાહ્ય ઋદ્ધિ કોઈની થઈ નથી, કોઈની સાથે ગઈ નથી, ચક્રવર્તીઓ પણ બે ખુલ્લા હાથે જ વિશ્વમાંથી વિદાય પામે છે. માટે સંપત્તિ ગમે તેવું આકર્ષણ જમાવે, પણ આપણે સંતોષ ધારણ કરીએ અને સંતોષરૂપ આત્મઋદ્ધિ પ્રગટાવીએ.

બસ, આ બધી ક્ષમા, નમ્રતા, સરળતા અને સંતોષની ઋદ્ધિની વૃદ્ધિ આવતા વર્ષ દરમ્યાન આપણે કરતાં રહીએ આવા મંગળ આશીષ પામીને ધન્ય બનીએ.

આવી ઋદ્ધિ-વૃદ્ધિ મેળવીને કલ્યાણ કરવા માટે આરાધના જરૂરી છે. આપણે ત્યાં સુંદર પરંપરા છે, દિવાળીના છટ્ઠ કરવાની. આ છટ્ઠ માટે એવો પ્રવાદ ચાલે છે કે, દિવાળીના છટ્ઠ કરનારને એક લાખ ક્રોડ છટ્ઠનો લાભ મળે છે. અહો... કેવો સુંદર લાભ. શક્તિવાળા આત્માઓ, ભાવનાવાળા આત્માઓ દિવાળીની મીઠાઈમાં ફસાવાના જ નહીં, એ તો આવો છટ્ઠ જ કરવાના. એ તો આત્મવૃદ્ધિ વિકાસ જ કરવાના. કોઈ આગળ વધી ગયેલા આત્માઓ શરીરની પણ વિભૂષાઓ છોડી બ્રહ્મચર્યમાં મન લગાવી, પાપ વ્યાપારોનો ત્યાગ કરી, છટ્ઠ સહિત પૌષધ કરી લેવાના. ધન્ય છે લોકોત્તર આરાધનાને... તેમાંય દિવાળીની સંધ્યા અને રાત્રિએ જાપ અને દેવવંદન કરીને ધન્ય બનવાના અને શક્ય હોય તો છટ્ઠનું પારણું ખીરથી જ કરવાના. આવી લોકોત્તર આરાધનામાં મસ્ત બનીએ. અંતે એક સુંદર નિર્ણય કરીએ કે વર્ષ દરમ્યાન ક્યારેય આત્મ ઋદ્ધિને ઝાંખી પડવા દેવી નથી. સંકલ્પ હશે તો સિદ્ધિ મળવાની જ છે. અને તેથી જ કહેવાય છે કે સદાય જાગૃત, સદાય ફકીરીમાં મસ્ત માનવોને સદાય દિવાળી જ હોય છે. અંતર આત્મામાં સમ્યક્ત્વના ટમટમતા દીવડાઓ પ્રગટ થતા રહે અને રોજ દિવાળી આપણી થતી રહે એ જ શુભાશીષ...





J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524





# 'મૌનં સર્વાર્થ સાધનમ્'



એક સુંદર સામાજિક કાર્યકર્તા છે, પણ તે વક્તા નથી, પણ એનું એક વાક્ય ધારદાર છે. **'મૈં બોલતા કમ હૂં કરતા જ્યાદા હૂં'** આપણે સહુ બોલીએ છીએ, આપણને બોલવાની શક્તિનો જ પરિચય છે એટલે આપણે કહીએ છીએ **'બોલે તેના બોર વેચાય'** પણ આપણને ખબર છે. બડબડદાસો ગમે તેટલું બબડે પણ કંઈ વળતું નથી. કેટલાક આત્મ અનુભવીઓ એથી જ કહે છે 'ન બોલ્યામાં નવગુણ.' એકવાર એ નવ ગુણનો વિચાર કરી લઈએ.

ન બોલ્યામાં - મૌન રહેવામાં કયા નવગુણ છે તે જાણી લઈએ.

૧. લોકો તમારી વાત સાંભળવા આતુર રહે છે.

૨. લોકો કદી તમારાથી કંટાળતા નથી.

૩. તમે કોઈને અપ્રિય બનતા નથી.

૪. બોલીને ફરી જવું પડતું નથી.

૫. વિચાર-ચિંતન અને મનન કરવાની પૂર્ણ તક મળે છે.

૬. કોઈની પણ સાથે ઝઘડો થતો નથી.

૭. પશ્ચાત્તાપ કરવાનો કે માફી માંગવાનો પ્રસંગ આવતો નથી.



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

૮. પ્રતિક્રિયાઓ પ્રત્યે શાંત રહેવાથી આત્મશક્તિ વધે છે.

૯. તમારા દરેક વાક્યની-શબ્દની-અક્ષરની કિંમત વધે છે.

મૌન રહેવું એટલે મૂંગા રહેવું એમ નથી, મૂંગા રહેવું અને મૌન રહેવું એ બેમાં ખૂબ અંતર છે. મૌન રહેવું એટલે જે વાતનો તમને પૂરો નિર્ણય ન હોય તે માટે મૌન રહેવું.

મૌન રહેવું એટલે તમારૂં વચન નિરર્થક જવાનું હોય તેવી ખાત્રી હોય તો એક શબ્દ પણ ન બોલવો.

મૌન રહેવું એટલે જે બોલવાથી તમને અને સાંભળનાર કોઈને પણ ફાયદો નથી તેવું બોલવું નહીં.

મૌન રહેવું એટલે ૧૦૦ વાર વિચારીને બોલવું.

પોતાના વાક્યો અને શબ્દોની નિકાસ બાબતમાં પૂરેપૂરા કંજુસ બનવું.

એક શબ્દ પણ વધારે બોલાઈ જાય છે તો આખી બાજી બગડી જતી હોય છે. માટે મૌન એટલે ચારેબાજુના સંપૂર્ણ સંયોગના વિચાર પછીનું ઉચ્ચારણ. તેથી જ મૌન માટે કહેવાયું 'મૌનં સર્વાર્થ સાધનમ્'

જેઓ ખરેખરા વક્તા હોય છે તેઓ બોલવા છતાં મૌની હોય છે. બોલવું અને મૌન રહેવું ઉપરથી જોતાં વિરોધી છે, પણ અંદરથી જોતા મૌનની શક્તિવાળું વચન એ ધાર્યું નિશાન તાકીને જ રહે છે.

અહીં 'મૌન' એટલે શબ્દનો વેડફાટ નહીં કરવાનો એટલું જ નહીં, શબ્દનો વપરાશ નહીં કરવાનો એટલું જ નહીં, પણ શબ્દને વાવવાનો. યોગ્ય સમયે, યોગ્ય સ્વરથી, યોગ્ય શબ્દ બોલાય છે ત્યારે તેનામાં મૌનની મહાન શક્તિનું અવતરણ થાય છે. જૂના લોકો કહેતા



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

હોય છે કે **'ગમ ખાતા શીખો'** આવેશ અને આવેગમાં આવતા મોઢામાંથી ગમે તેવા શબ્દો નીકળી જાય છે. પછી બોલનારો વિચારે છે, આ શબ્દો ન બોલ્યો હોત તો સારું થાત. હવે સમજો **શબ્દો એ આપણી મોટર છે તો મૌન એ બ્રેક છે.** કોઈપણ ગાડી બ્રેક વગરની હોય તો ફેરવી ન શકાય. તેમ જો શબ્દ પર મૌનની બ્રેક ન હોય તો શબ્દો અકસ્માત્ જ સર્જે છે. માત્ર અકસ્માત્ જ નહીં સર્વનાશ પણ બ્રેક વગરના શબ્દોથી થાય છે. આ બ્રેક જેવી સમજ એ જ મૌન છે. બોલ્યા વગર ચાલતું નથી, ના જ ચાલે કારણ, શબ્દ એ શક્તિ છે તો મૌન શબ્દનો સદુપયોગ છે. મૌન વ્યક્તિના વ્યક્તિત્વને ઉત્તમ કક્ષાએ લઈ જનારૂં સાધન છે.

શાસ્ત્રીય રીતે વિચારીએ તો મૌન એટલે માત્ર વચન ગુપ્તિ નથી પણ મૌન એ ભાષા સમિતિ છે. કેવો સુંદર શબ્દ પ્રયોગ છે **'ભાષા સમિતિ'**, આપણા ચાલુ અર્થમાં સમિતિ હોય ત્યાં ઘણી ઘણી વ્યક્તિઓનો સમૂહ એવો અર્થ થાય છે પણ હું તો કહીશ કે આપણી પરિભાષાનો સમિતિ શબ્દ એ વ્યક્તિનો નહીં, પણ શક્તિનો સમુદાય છે. આમ **મૌન એટલે ભાષા સમિતિ અને ભાષા સમિતિ એટલે શબ્દની અનંત શક્તિનો સમ્યક્ વિનિયોગ.**

ખૂબ જ વિચાર કરજો. શબ્દ એ જાદુ છે. વિરોધીને પણ વિનયી બનાવવાની તાકાત શબ્દમાં છે, પણ એ શબ્દ એટલે મૌનની મહાન શક્તિથી પવિત્ર થયેલો શબ્દ.

આ ટૂંકા લેખમાં વધુ નથી લખતો પણ એક પ્રયોગ સૂચવું છું. સાંજે સૂતા પહેલાં થોડો વિચાર કરી લો. આજે મારાથી ક્યારે અને કેટલીવાર શબ્દનો દુરુપયોગ થયો ? આવેશ અને આવેગમાં હું નહીં બોલવાનું કેટલું બોલી ગયો ? આ આત્મ ચિંતન જો પ્રામાણિક



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

હશે તો જીવન વ્યવહારમાં ઝડપભેર સુધારો થશે. અત્યાર સુધી તમે શબ્દના ગુલામ હતા, પણ મૌનની મહાન શક્તિથી તમે શબ્દને ગુલામ બનાવવામાં સફળ થઈ જશો.

બસ, એક સૂચના છે. આ માગસર માસની સુદ-૧૧ આવશે. પરમાત્માના ૧૫૦ કલ્યાણકની આરાધનાનો દિવસ છે. આ દિવસને કેવું સુંદર નામ આપવામાં આવ્યું છે. આ એકાદશી બડ બડ એકાદશી નથી, આ એકાદશી વચન એકાદશી નથી, પણ આ એકાદશી મૌન એકાદશી છે. જો તમે મહાન હશો તો મૌની હશો જ અને મૌની હશો તો મહાન બનશો જ.



**મોટું ઘર બાંધવાથી**
**મોકળાશ મળે...**
**મોટું મન રાખવાથી**
**હળવાશ મળે...**



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# शांतिरेव सदा तेषां येषां शांतिर् गृहे गृहे



સુખ અને શાંતિ એ બે શબ્દો સાથે બોલાય છે, પણ બંનેમાં આસમાન જમીનનો ફરક છે. સુખ તમને મળે એટલે બીજા સુખની સ્પૃહા થાય છે, સુખ મળવાથી મનને વિશ્રામ મળ્યો છે તેવો ક્ષણિક આભાસ થાય, પણ એ જ સુખ બીજી ક્ષણે બીજા સુખ માટે તલસાટ પેદા કરે છે. આ તલસાટ અજંપો પેદા કરે છે, આ અજંપો મનમાં અને તનમાં રઝળપાટ પેદા કરે છે. સાથે પેલું સુખ જે ક્ષણ વારમાં નષ્ટ થયું છે, એની યાદથી મનને પુનઃ ગમગીન બનાવે છે. મિલનની ક્ષણિકતા પછી વિરહની વસમી વેદના આપે છે. આવી લાગણીને, આવા સુખને ખરેખર તો દુઃખ જ કહેવું જોઈએ, પણ અજ્ઞાનીઓનું વચન વ્યવહારમાં વધુ વિસ્તાર પામે છે. બાકી પંચસૂત્ર જેવા આગમ કક્ષાના ગ્રંથો આ સંસારને ત્રણ વિશેષણથી નવાજે છે.

દુઃખ રૂવે... દુઃખ ફલે... દુઃખાણુબંધે !

આ સંસાર, એમાં થતો સુખનો આભાસ ખરેખર તો દુઃખ રૂપ જ છે, દુઃખનું જ ફળ આપનારો છે અને દુઃખની જ પરંપરા વધારનારો છે. માટે જ પ્રબુદ્ધ આત્મા - સમ્યક્દૃષ્ટિ આત્માઓ જેને સહુ સુખ કહે છે તેવા અનુભવો અને સંજોગોમાં ખૂબજ વૈરાગ્યથી રહે છે. આ વૈરાગ્યથી તેઓ સુખમાં પણ તરી જાય છે, પણ તણાઈ જતા નથી.

તરતા ના આવડે તેને જ તણાવું પડે. આમ, સુખની સાચી અનુભૂતિઓ તો વિવેકી અને વૈરાગ્યવાન્ આત્માને જ હોય છે અને એથી જ કદાચિત્ એવા સુખ માનનારાના મતે જ સુખની સાથે શાંતિ શબ્દ જોડાઈ ગયો છે.

**'શાંતિ' દોડાવે નહીં, સ્થિર કરે...**

**'શાંતિ' મૂંઝાવે નહીં, પણ માર્ગ દેખાડે.**

**'શાંતિ' સર્વથી સ્વ તરફની યાત્રા છે...** જ્યારે

સુખ સ્વને ભૂલી, સર્વ તરફનું ખેંચાણ છે.

આપણે નસીબદાર છીએ કે, આપણા ચોવીસ તીર્થંકરોમાં સોળમા તીર્થંકરનું નામ જ શાંતિ છે, શાંતિનાથ છે. મહાન સ્તોત્રકાર કહે છે - **'શાંતિરેવ સદા તેષામ્'** તેઓને સદા શાંતિ જ છે, જેઓના ઘરમાં શાંતિનાથ ભગવાન બિરાજમાન છે.

આનો એક અર્થ આપણને ઘર મંદિરમાં શાંતિનાથ ભગવાનને બિરાજમાન કરવા પ્રેરે છે. બીજો અર્થ આપણને હૃદય મંદિરમાં શાંતિનાથ ભગવાન બિરાજમાન કરવા પ્રેરે છે. શાંતિનાથ કહો કે કોઈપણ તીર્થંકર કહો!

**વિવેક-વિરાગ અને વીતરાગિતાની ત્રિપદીથી જ તીર્થંકરોનું જીવન સુશોભિત હોય છે.** જેના હૃદયમાં વિવેક જાગૃત છે, જે સદાય વિરાગની મસ્તીમાં મસ્ત છે અને જેનો વીતરાગિતા પરમ આદર્શ છે એને સ્વપ્નમાં પણ અશાંતિની શક્યતા નથી. આવા શાંતિનાથ પ્રભુને આપણા હૃદયગૃહમાં બિરાજમાન કરીએ અને વિષય-કષાયથી ખદબદતા સંસારમાં પણ અનેરી મસ્તીથી જીવીને ધન્ય બનીએ.





J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# कण्ठस्था या भवेद् विद्या, सा प्रकाश्या सदा बुधैः ।
# या गुरौ पुस्तके विद्या, तथा मूढः प्रवार्यते ॥



વખતનો માર્યો એક વેપારી પોતાના પ્રમાણમાં સસ્તામાં બધો માલ વેચી દુકાન આટોપવા માંગતો હતો. એક શાણા શાંતિચંદ્રને થયું આ સસ્તો માલ ખરીદી લઉં. માલ ૨૫,૦૦૦નો હતો, પણ દુકાનદાર ૧૧,૦૦૦માં વેચી દેતો હતો.

**બધું ભણેલું કામમાં ન આવે**

આ શાંતિચંદ્ર ઝટપટ પોતાના ખિસ્સાના પૈસા ગણવા બેઠો, કારણ સોદો ખૂબ ફાયદાકારક હતો, પણ ગજવામાંથી માત્ર ૯,૦૦૦ રૂપિયા નીકળ્યા. વેચનાર વેપારીએ કહ્યું - મારે તો જેટલી કિંમત છે તેટલી ૧૧,૦૦૦ જોઈએ. શાંતિચંદ્રએ વેપારીને વિનંતી કરી - હું હમણા જ ઘરેથી ૨,૦૦૦ રૂપિયા લઈને આવું છું. ત્યાં સુધીમાં તો ગ્રાહક મોતીચંદ આવી ચઢ્યો. પૂરા ૧૧,૦૦૦ રૂપિયા આપી માલ ખરીદી લીધો. શાંતિચંદ્ર પાસે ઘરે પૈસા હતા પણ શું કરવાના ?

કહેવતમાં કહ્યું છે - **'ગરજ ગાંઠે, વિદ્યા પાઠે'** ગરજ એટલે પોતાની સંપત્તિ. એ સંપત્તિ પાસે હોય તો જ કામની. ઘણા લોકોના પૈસા વધારે વ્યાજ લેવા જતાં ડૂબી ગયા છે. માટે પોતાનો જ્યાં જેટલો અધિકાર રહેતો હોય ત્યાં તેટલું ધન રાખવું.



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

આ જ રીતે હજારો અને લાખો શ્લોકો વાંચી ગયેલ માટે ચોપડીમાં બધું જ હોય છે, પણ ખોપડીમાં હોતું નથી. તેથી બધું ભણેલું કામમાં ન આવે. માટે કદાચિત્ ઓછું ભણો પણ ભણેલું અવશ્ય મુખ પાઠ રાખો.

ટૂંકમાં જૈન શાસ્ત્રમાં ઋજુસૂત્ર નય કહે છે - ભૂતકાળ નાશ પામી ગયો છે. ભવિષ્ય ઉત્પન્ન થયો નથી માટે વર્તમાનમાં જે હોય તે જ તમારું છે.

## શ્રુતજ્ઞાન એ સાધુ જીવનનો પ્રાણ છે

કોઈ કવિએ કહ્યું છે - **'સગા દીઠા મેં શાહ આલમના ભીખ માંગતા શેરીએ'** શાહ આલમ પાસે મોગલ સામ્રાજ્યની અફાટ - અમાપ લક્ષ્મી હતી પણ અયોગ્ય વ્યવસ્થાના કારણે ખતમ થઈ ગઈ. ત્યાં સુધી નોબત આવી કે ખાવાના ફાંફા પડવા લાગ્યા અને શહેરના રાજા શહેરની શેરીએ ભીખ માંગતા થઈ ગયા માટે ધન સંપત્તિની જાળવણી કરતા અપેક્ષાએ જ્ઞાનની જાળવણી અગત્યની છે.

માટે જ જૈન શાસનમાં કહેવાયું છે કે પંદર દિવસની અંદર બધા જ્ઞાનનો પાઠ થઈ જવો જોઈએ. બાકી મેં વાચેલું છે, મે કંઠસ્થ કર્યું છે તે વાત સાચી પણ પાઠ કર્યો નથી, પરાવર્તન કર્યું નથી, તેથી બધું જ જ્ઞાન નષ્ટ થઈ જાય છે. મને શીખવાડેલું મારા ગુરુને યાદ છે અથવા મેં ભણેલું પુસ્તકમાં લખેલું છે એમ વિચારીને બેસી રહેવાય નહીં, માટે જ મહાન શ્રમણો-આરાધક મહાત્માઓ નિરંતર જ્ઞાનનો પાઠ કરતા જ રહે છે. કહીએ તો ચાલે કે શ્રુતજ્ઞાન એ સાધુ જીવનનો પ્રાણ છે. બસ જ્ઞાન મોંઢે હોય તો જ જીવન છે. મોંઢે ના હોય તો જ્ઞાન મડદા જેવું છે. મડદામાં બધા જ અંગોપાંગ હોય છે પણ ચૈતન્ય હોતું નથી. હે પ્રભો ! અમારૂં જ્ઞાન ઉપસ્થિત રહે એવા આશીર્વાદ આપજો...





J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# "તં માનતુંગં-અવશા-સમુપૈતિ લક્ષ્મી"
# ભક્તિ એ જ લક્ષ્મી



કોઈપણ સ્તોત્રની પહેલી પંક્તિ અને છેલ્લી પંક્તિ અગત્યની હોય છે. આવી જ રીતે સ્તોત્રનો પ્રથમ અક્ષર અને અંતિમ અક્ષર અગત્યનો હોય છે.

ભક્તામરસ્તોત્રનો પ્રથમ શબ્દ છે : 'ભક્ત'

આ સ્તોત્રનો અંતિમ શબ્દ છે : 'લક્ષ્મી'

જ્યાં ભક્ત છે, ત્યાં ભક્તિ હોય છે અને જ્યાં ભક્તિ હોય છે, ત્યાં લક્ષ્મી હોય જ છે. મને તો ઉંડું ચિંતન કરતા એમ સમજાય છે કે ખરેખર ભક્તિ એ જ લક્ષ્મી છે. ભક્તિ અને લક્ષ્મીનો અવિભાજ્ય સંબંધ છે.

ભક્તિ એટલે પોતાના આરાધ્યની અને પોતાના લક્ષ્યની પ્રાપ્તિનો તીવ્ર તલસાટ. જ્યાં તીવ્ર તલસાટ હોય છે, ત્યાં જરૂર લક્ષ્મી પ્રાપ્ત થાય છે.

**લક્ષ્મી એટલે સિદ્ધિ :**

લક્ષ્મીનો પ્રસિદ્ધ અર્થ ધન-દોલત અને સંપત્તિ થાય છે, પણ એનો ગૂઢાર્થ - (અપ્રગટાર્થ) મહાન છે. **લક્ષ્મી એટલે સિદ્ધિ. કદી પણ**

**આવી ને જાય નહીં તેવી સિદ્ધિ. સિદ્ધિ એટલે મોક્ષ.** પૂ. માનતુંગસૂરિનો અંતિમ પંક્તિમાં જયનાદ છે. જે માનતુંગ છે તેને લક્ષ્મી વિવશ થઈને પણ સામે આવે છે, લક્ષ્મીને આવ્યા વગર છૂટકો જ થતો નથી. પ્રભુની ભક્તિનો આ અદ્વિતીય ચમત્કાર છે. ભક્તામર સ્તોત્રના જ આરાધકે નહીં, પણ પ્રભુ ભક્તિના કોઈપણ આરાધકે આવો સુંદર અનુભવ કરવા જેવો છે. ભક્તિના અર્થને વિચારી શકાય છે કે, એ પોતાના લક્ષ્યને ભજે છે. લક્ષ્યમાં તદાકાર થઈ જાય છે. લક્ષ્યમાં લય પામી જાય છે, પણ ભક્તિની ખૂબી એ છે કે ભક્તિ એ વિભક્તિની સર્જક છે, આ વિભક્તિ શબ્દને સમજો, માત્ર વ્યાકરણથી ન વિચારો.

**ભક્તિની શક્તિ :**

વિભક્ત કરી દે, જુદી કરી દે તે વિભક્તિ. ભક્તિ તો એવી પ્રબળ છે કે, તમારા લક્ષ્ય અને આરાધ્ય સિવાય આખી દુનિયાને સાધકથી વિભક્ત અર્થાત્ જુદો કરી દે અને છતાંય એ જુદાગરોનો કોઈનેય વિરહ ન હોય. આ જુદાગરો કોઈપણ અભાવ ન સર્જે. આ જુદાગરો જરાય પીડાકારક ન હોય. આ જુદાગરો બહુ જ સહજ હોય છે.

**શક્તિના ભંડાર ખૂલી જશે :**

ગાડીમાં બેઠા છો, તમારા ગંતવ્ય સ્થળે જવું છે. ગાડી એક પળમાં જ આગળના સ્થળોને પાછળ મૂકીને આગળ દોડે છે. ભક્તિ પણ આવી ગજબતા સર્જે છે. આવી ભક્તિ જેણે જેણે કેળવી તે પૂર્ણતાની લક્ષ્મીને પામ્યા છે. સાધુ ક્રિયા કરતા કરતા નહીં, પણ મન મંદિરમાં ભગવાનની પૂજા કરતા પેલા નાગકેતુ કેવલજ્ઞાન પામે છે. ભક્તિમાં ગજબની તાકાત છે. પગની નસને જરાય ખચકાટ વિના ખેંચી કાઢવી એ રાવણની તાકાત નથી, પણ રાવણમાં જાગી ગયેલી ભક્તિની શક્તિ છે. ભક્તિની ક્ષણોને અનુભવવા માંડો, શક્તિના ભંડાર તમારી સમક્ષ ખૂલી જશે.

નાનકડો શ્રવણ માતા-પિતાની ભક્તિ માટે માતા-પિતાને કાવડમાં ઉંચકીને લઈ જાય છે. તાકાત તો આપણામાં છે જ પણ, લક્ષ્ય વિનાની આસક્તિ એ તાકાતને પ્રગટવા દેતી નથી. ભક્તિ મહાન તાકાતને પેદા કરે છે. આપણને પોતાને વિસ્મય થાય, દુનિયા પણ વિસ્મયતા અનુભવે એવી મહાન શક્તિ છે પેલા ગુરુભક્તિમાં લીન આચાર્ય રામચંદ્રની. અજયપાલે તેમને ક્રૂર સજા કરી - તેલના તાવડામાં તળી નાંખવાની, પણ રામચંદ્રસૂરિનું રૂંવાટું પણ ફરકતું નથી. સમસ્ત જનતા વિસ્મય પામે છે, આવી શક્તિ ક્યાંથી આવી ? અંતે શબ્દની દુનિયામાં આપણને એક વખત ભક્તિ ભેટ આપે છે લક્ષ્યની. અને એ જ લક્ષ્ય પરિણમન પામે છે લક્ષ્મીમાં.

**સ્વરૂપ એ જ પૂર્ણરૂપ :**

જીવન ખૂબ જ ક્ષણિક છે માટે પ્રમાદ કરતા નહીં. અપ્રમાદ શક્તિનો ખજાનો છે. જરૂર અપ્રમત્તભાવે શક્તિના ખજાનાને ખોલો. દુન્યવી સિદ્ધિ મેળવનારાઓ પણ પોતાના લક્ષ્યને નિર્ધારિત કરી અપૂર્વ લક્ષ્મીને મેળવે છે, પણ આપણે તો એવી લક્ષ્મી જોઈએ છે કે, જે પરરૂપ નહીં પણ સ્વરૂપે હોય અને એ સ્વરૂપ જ આપણું પૂર્ણરૂપ છે. આ પૂર્ણરૂપથી વધારે આપણે શું જોઈએ ?



**નથી જેલ કે નથી ઝેર જિંદગી...**
**જીવતા આવડે તો લહેર છે જિંદગી !**



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

## ૧૪

મે-૨૦૧૫
અંક-૮૧ વર્ષ-૧૨



**जिनो दाता जिनो भोक्ता, जिनः सर्वमिदं जगत् ।**
**जिनो जयति सर्वत्र, यो जिनः सोऽहमेव च ॥**



મહાકવિ સિદ્ધસેન દિવાકરના ગહન શાસ્ત્રબોધને પહોંચી શકવું કઠીન છે. શક્રસ્તવ નામની આ કૃતિમાં તેઓ અદ્‌ભુત વાત કરી રહ્યા છે. દાતા, ભોક્તા અને સર્વ જગત જિન જ છે. જિન જ સર્વત્ર વિજય પામે છે અને આખરે કહે છે, જે જિન છે તે હું પોતે જ છું.

આ વિચારણાને સમજો ! જગતમાં બે પ્રકારના જીવો છે. ભવ્ય અને અભવ્ય. અભવ્ય તો થોડા જ છે. ભવ્ય હોય કે અભવ્ય બધા જ જીવો સ્વરૂપથી પવિત્ર છે. તેમાં ભવ્ય જીવો તો સિદ્ધના જીવો જ કહેવાય ! જ્યારે આ વિચાર બરાબર સમજાઈ જાય છે, ત્યારે આ વિશ્વને નિહાળવાની દૃષ્ટિ બદલાઈ જાય છે.

આપણને કોઈ જીવ પાપી દેખાય છે, કોઈ ભારે કર્મી દેખાય છે, કોઈ ક્રૂર દેખાય છે, કોઈ ઉદ્ધત અને અડીયલ દેખાય છે, પણ આ બધા તેના વર્તમાન સ્વરૂપને ભેદી નાંખે તેવી દૃષ્ટિ એ છે કે, બધા જ જીવો આખરે તો સિદ્ધના જ જીવો છે. સિદ્ધત્વનો પર્યાય એ ગજબની શુદ્ધિ છે. ગમે તેવા અશુદ્ધ પર્યાય સર્વ જીવોના સિદ્ધત્વને બદલી શકતા નથી. ખરેખર તો કોઈ પણ વ્યક્તિને જુઓ, એ સિદ્ધત્વ સહજ દેખાશે નહીં, તમારે શોધવું પડશે. એકવારના અભ્યાસથી નહીં પણ, અનેકવારના



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

ભાવપૂર્વકના સતત અભ્યાસથી દરેક આત્મા સિદ્ધનો આત્મા છે એ જોવાની દૃષ્ટિ સહજ બનશે !

કોઈની પાસે લાખ રૂપિયા ઉછીના લેવાનાં હોય તો તે સામેની વ્યક્તિના મોં પર કે શરીર પર લખેલું નથી હોતું કે, મારે પૈસા આપવાના છે, દેવું ચૂકવવાનું છે એવું કોઈ પણ નિશાન આપણને દેખાતું નથી. પણ આપણી સ્મૃતિ તેજ છે. જોતાની સાથે આપણને લેણું લેવાનું તરત દેખાઈ જાય છે. આપણા મુખ પર એક નારાજગી હતાશા કે ઉત્કંઠા ઉપસી આવે છે. આવી જ રીતે જો દરેક આત્મામાં સિદ્ધત્વના પર્યાયનો અભ્યાસ થાય તો આપણા ચહેરા પર કોઈને પણ જોતાં એક પ્રસન્નતા અને પવિત્રતાની રેખાઓ ઉપસવા માંડે. સામેની વ્યક્તિ કુરૂપ છે કે, સુરૂપ છે, કાળી છે કે ધોળી છે. આ દૃષ્ટિ આપણામાં જોર જમાવે તે પહેલા આ સિદ્ધનો આત્મા છે. એવા ભાવો જાગી જવા જોઈએ.

વિષ્ટાથી મલિન થયેલા બાળકને જોઈને પણ 'મા' 'આ મારો બાળક છે.' એવા ભાવથી જ ભાવિત થાય છે. એ મળને સાફ કરે છે, પણ બાળકનો ત્યાગ નથી કરતી.

સર્વ જીવોના સિદ્ધત્વના પર્યાયને જોવાની કળા જો સિદ્ધ થઈ જાય, તો આપણામાં પેદા થતાં રાગ-દ્વેષની માત્રા ઘટી જાય છે ! પહેલા આપણે વ્યક્તિનાં દેહને જોતાં હતાં, હવે આત્માને જોતાં શીખી ગયા છીએ. પહેલા આપણે દરેક આત્માના વર્તમાન અને અનંત ભૂતકાળને જ જોતાં હતા. આપણી દૃષ્ટિમાંથી આવા આત્માના ભવ્ય ભવિષ્યકાળને નાબૂદ કરી દેતા હતા, હવે આપણે દરેક આત્માના ભવ્ય ભાવિને જોવાનું છે. સામે ઉભેલી વ્યક્તિમાં સિદ્ધત્વનું દર્શન કરવાનું છે !



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

આવા અભ્યાસથી આગળ વધાશે તો માત્ર સિદ્ધત્વ નહીં, પણ એ સિદ્ધત્વ પ્રાપ્ત કરવા માટે એ જે રીતે કૈવલ્યની પ્રાપ્તિ કરે છે તે પણ દેખાવા માંડશે ! માત્ર કૈવલ્યની પ્રાપ્તિ જ નહીં, પણ એ આત્મા તે માટે જે મહાપુરુષાર્થ કરે છે, મહાન અપ્રમત્તતાને કેળવે છે, અપ્રમત્તતા કેળવતા પહેલા ભાવ સાધુત્વને પ્રાપ્ત કરે છે એ બધુ દેખાવા માંડશે. છેવટે ઉજ્જવળ અને મહાન ભાવિ પાસે તેના તુચ્છ વર્તમાનને અને ભયંકર ભૂલ ભરેલા ભૂતકાળને પણ ભૂલી જવાની ક્ષમતા પ્રગટશે.

તીર્થંકરના જીવનચરિત્ર વાંચો. તીર્થંકરત્વ પ્રાપ્તિ પહેલાનાં આત્માનાં બધા જ કૃત્યો - સુકૃત્યો નથી હોતા. ભયંકર દુષ્કૃત્યો હોય તેવું પણ બને છે.

ભરત ચક્રવર્તી દૃષ્ટિ આપે છે. 'તમારા આ ત્રિદંડીક વેષને નહીં, પણ તમારા ભાવિ તીર્થંકર પદને વંદુ છું...'

બસ, આપણે પણ દરેક આત્મામાં રહેલા સિદ્ધત્વને શોધી શકીએ તેવી એક્સ-રે જેવી આપણી દૃષ્ટિ બનાવીએ ! આવા સદ્ભાવો કરવા ક્ષમા કેળવવી પડતી નથી. ક્ષમા સ્વયં ઉછળીને બહાર આવે છે, આવા ભાવો કેળવવાથી રાગની આગમાં લપેટાઈ જવું પડતું નથી, પણ અંતર આત્મામાં સિદ્ધની ભક્તિ ઉમટે છે, રાગનું બાષ્પીભવન થાય છે. જો આ ભાવને કેળવવો હોય તો કોઈને પણ જુઓ તો 'નમો સિદ્ધાણં' બોલો ! અંદર રહેલા સિદ્ધત્વને જોઈને પરમાનંદ પ્રાપ્તિનો લ્હાવો મેળવો ! અવશ્ય અભ્યાસ કરજો ! આ અભ્યાસ તમને અહીં જ મોક્ષ છે. એવો ભાસ કરી આપશે !





# પુણ્ણં વડ્ઢઇ વિઉલં, પઇટ્ઠા જસ્સ દેસમ્મિ...



**શુભ ઊર્જાને ફેલાવે :**

પાષાણાદિથી નિર્મિત પ્રતિમામાં જ્યારે પ્રાણ પ્રતિષ્ઠા થાય છે ત્યારે સમસ્ત વાતાવરણમાં આનંદની લહેરીઓ વહેવા માંડે છે. અંજન બાદ પ્રભુને ગાદી પર સ્થાપન કરીએ છીએ. એ તો સ્થાન પ્રતિષ્ઠા છે, સ્થાન પ્રતિષ્ઠા - ગાદી પ્રતિષ્ઠાનું વેદિકા પ્રતિષ્ઠા કરતાં પણ વધુ મહત્ત્વ હોય છે, પ્રાણપ્રતિષ્ઠાનું શાસ્ત્રકારોએ ધ્યાન રાખ્યું છે કે, તીર્થંકરો **"સવિ જીવ કરું શાસનરસી"**ની ભાવનાવાળા હોય છે. તેથી એમની પ્રાણપ્રતિષ્ઠાનો પ્રસંગ પણ વિશ્વમાં શુભ આંદોલનો જગાવે અમાપ શુભ ઊર્જા ફેલાવે તેવો હોવો જોઈએ. માટે જ પ્રભુની પ્રાણપ્રતિષ્ઠા પહેલાં સ્થાનના નામ પ્રમાણે કયા ભગવાનના નામથી આખાય ગામમાં, આખાય પરિસરમાં શુભ ઊર્જાનું નિર્માણ થશે તેનો સૂક્ષ્મતાથી વિચાર કરવામાં આવે છે. પરિસરની ઉન્નતિ કરે તે નામના જ પ્રભુજીને બિરાજમાન કરવામાં આવે છે.

**મોહ પેદા ન કરાવે :**

પ્રતિષ્ઠા ફળ દેશનાનો ઉપરોક્ત શ્લોકાર્ધ બતાવે છે કે, જે દેશમાં, જે ગામમાં, જે સંઘમાં પ્રતિષ્ઠા થાય છે, ત્યાં પુણ્યની વિપુલ વૃદ્ધિ થાય છે. **પુણ્ય એ માનવ જીવનની સફળતાનો મોટો આધાર છે.** જે



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

વ્યક્તિનું પુણ્ય ઓછું થઈ ગયું હોય છે, ખલાસ થઈ ગયું છે એને શું ભોગવવું પડે છે એ તો ભોગવનાર જાણે છે. વધતા પુણ્યવાળો વ્યક્તિ લાખોમાં પૂજાતો હોય છે. જ્યારે પુણ્ય પતી જાય છે, ત્યારે લાખો પ્રયત્નો કરે તો પણ કોઈ સામે જોતું નથી માટે પુણ્યની વૃદ્ધિ આવશ્યક છે, પણ એ પુણ્ય એવા પ્રકારનું ઈચ્છવું કે, પુણ્યના ઉદયથી પુણ્યના સ્વરૂપે મળેલી કોઈ પણ વ્યક્તિ, ગમે તેવી સિદ્ધિ, અઢળક સંપત્તિ કે વિશાલ ભોગ સામગ્રી કશામાં મોહ પેદા ન કરાવે.

**પુણ્યનો વિચાર કરનાર :**

આવા પુણ્યની વૃદ્ધિ ભગવાન ભરાવનારમાં, ભગવાનની પ્રતિષ્ઠા કરાવનારમાં અને સમસ્ત દેશમાં પણ થાય તેવું શક્ય જ છે માટે પ્રતિષ્ઠા વખતે જે જે ક્ષેત્રના અધિષ્ઠાયક દેવો હોય છે, ત્યાંથી માંડીને સર્વ પ્રકારનાં સુર-અસુરનું સન્માન કરવામાં આવે છે, પણ આવી પ્રતિષ્ઠાઓ સાત પ્રકારની શુદ્ધિથી થવી જોઈએ. ભાવથી કરેલી આ પ્રતિષ્ઠા જરૂર શાંતિમય ઊર્જા સર્વત્ર પ્રસરાવે છે, માટે જ ગૃહસ્થોએ નીતિથી ઉપાર્જન કરેલ દ્રવ્યનો, હૃદયની અદ્ભુત ઉદારતાપૂર્વક આવા પ્રસંગોમાં વ્યય કરવાનો હોય છે. ખરૂં જોતાં આવા પ્રસંગોમાં સમ્યગ્ રીતે કરેલો ખર્ચ એ ખર્ચ નથી, પણ પુણ્યનો વિસ્તાર કરનાર છે. સર્વલોકની સંમતિથી થતી, કોઈનાં પણ વિરોધ વિના વિધિવત્ થતી પ્રતિષ્ઠા જરૂર પુણ્યમયી ઊર્જાનું સર્જન કરે છે.



**'મા'ની ભક્તિ ભાગ્યવાન બનાવે છે.**
**ગુરુની ભક્તિ ભગવાન બનાવે છે.**



# जीर्णे भोजनम्



આત્રેય નામના ઋષિએ એક મહત્ત્વપૂર્ણ વાત કરી છે. તમારે ખાવું હોય તો પહેલા ખાધેલું પચી જાય પછી જ ખાવું.

આમ તો આપણે ત્યાં તપનો મહિમા અપૂર્વ છે.

બાહ્ય તપના છઃ ભેદોમાં અનશન પછી તુરંત નંબર ઉણોદરીનો આવે છે, પણ જો એક લાખ લોકોનો સર્વે કરવામાં આવે તો નવ્વાણું હજારથી પણ વધુ એવા માણસો મળશે કે જે ખાવા બેસે ત્યારે ભરપેટ ખાઈ નાંખે છે. હા ! કદાચ રસોઈ બરાબર બની ન હોય ને ખાતા ખાતા ઉભા થઈ જાય તો એ વાત જુદી, પણ રસોઈ બરોબર સ્વાદિષ્ટ હોય તો... બસ, એક વધારે ! બસ ! હવે તો આ છેલ્લો જ કોળિયો છે. એમ વિચારતા જાય અને પેટમાં સમાય એના કરતાં કંઈક વધારે પધરાવી દે છે !

જીવના ક્ષેત્રમાં આમ જોઈએ તો આપણે જાતે જ આપણા શરીરના શત્રુ બની જઈએ છીએ. શાસ્ત્રકારોનો તો શુદ્ધ આશય એ છે કે દિવસમાં એક જ વાર ખાવું અને તે પણ પેટ ભરાય તેના કરતાં કંઈક ઓછું ખાવું. હવેના જમાનામાં દરેક વ્યક્તિએ ખાન પાનમાં જાગૃતિ લાવવી જરૂરી થઈ ગઈ છે. **ખાન-પાનનો અસંયમ રોગને બોલાવવાની નિમંત્રણ પત્રિકા છે** ! અને દવા અને ડૉકટરના ખર્ચા બેફામ વધી


J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

ગયા છે કે, જીવન નિર્વાહ મુશ્કિલ બની જાય. માટે આત્રેયની વાત તો માની લેવા જેવી જ છે કે જ્યાં સુધી આગળનું ખાધેલું સારી રીતે પચી ન જાય ત્યાં સુધી બીજું ખાવું નહિ, પણ એક તો જીવન ટકાવવા માટે, બીજું આરોગ્ય જાળવી રાખવા માટે અને ત્રીજું નિરોગી રહી શકવા માટે ભોજન કરવાની વાત રહી નથી, પણ ખાવાનું ભાવવા માંડ્યું કે જીભના તલસાટ ને તૃપ્ત કરવા માટે ખાઈએ છીએ ! આવા જ એક મહર્ષિએ કહ્યું છે :

**રસમૂલા હિ વ્યાધય : ભોજનમૂલા હિ વ્યાધયઃ નથી.**

રસની લંપટતાથી વધુ ખવાઈ જાય અને પછી રોગો આવી પડે જ્યારે રસ લંપટતાથી ખવાય છે ત્યારે અનાજ ચવાતું પણ નથી એટલી બધી તાલાવેલી લાગે છે કે, જાણે હું બધું ખાઈ જ લઉ. અંગ્રેજીની એક કહેવતમાં કહ્યું છે : 'ખોરાક ને પીવો' અર્થાત્ ખોરાકને એટલો બધો ચાવો કે તે પ્રવાહીરૂપે મોઢામાં જ ધારણ કરી લે !

ભોજન એ માત્ર ક્રિયા નથી. ભોજન એ માત્ર વ્યાયામ નથી. ભોજન કરવું એ માત્ર એક ફરજ નથી, પણ **ભોજન કરવું એ એક સાધના છે !**

જેઓ શાન્તિપૂર્વક બે ભોજનની વચ્ચે ગાળો રાખીને જમે છે તેઓ કેટલાય રોગથી દૂર રહે છે. એક જણને પૂછ્યું : બે સમયના ભોજનની વચ્ચે કેટલો ગાળો રાખો છો ? એણે કહ્યું જે ખાધું હોય તેના કરતાં જો વધારે સારું ખાવાનું જ્યાં સુધી ન મળે એટલો ગાળો રાખું છું. ભલે પછી એ એક કલાકનો ગાળો હોય ! કેટલાક લોકોની દશા અનાજ દળવાની ચક્કી જેવી હોય છે ! મન પર નિયંત્રણ રાખો ! ભોજનની થાળીને પણ સાધનાનું ક્ષેત્ર સમજો ! આમેય ચોમાસાની ઋતુ એટલે

દાક્તરોની સીઝન ! કારણ ખાનપાન બને તેટલા શુદ્ધ, સાત્વિક અને પ્રમાણમાં ઓછા હોવા જોઈએ, તેના બદલે ગમે તેવું તેટલું ખાવું એ આપણી જાત સાથે જ શત્રુતા કેળવવા જેવું છે !

આશા છે કે શાસ્ત્રકારોના, મહર્ષિઓના વચનોને આપણે અમલમાં લાવીશું ! તમે એકાસણું કે બિયાસણું ન કર્યું હોય તો પણ બે ભોજન વચ્ચે ઓછામાં ઓછો ગાળો ચાર કલાકનો હોવો જ જોઈએ, પણ ઘડીયાળ આપણને સમજાવે તે કરતાં આપણા પેટને આપણે સમજીએ એ વધુ જરૂરનું છે. પહેલાનું પચી ગયા પછી અંદરથી ભૂખ લાગે, બીજી વખતની રૂચિ જાગે ત્યારે ખાવું. 'ઉણોદરી એ ભોજનની સાધના છે.' ભોજન એ પણ તપ છે.

બસ, આવા ભોજનના તપનો ખપ કરી એવા મનનું નિર્માણ કરો કે હંમેશા સ્ફુર્તિ પ્રેરક અને વિધેયાત્મક વિચારો આવ્યા કરે અને આત્મા આહાર કરતો હોય છતાંય અણાહાર દશાની યાદ આવી જાય !



**જિંદગી આનંદ પૂર્વક પસાર થાય
તો સમજવું કે સારા કર્મોનું ફળ છે,
જિંદગીમાં દુ:ખની નોબત વાગે તો
સમજવું કે સારા કર્મ કરવાનો સમય
હવે આવી ગયો છે.**



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# ગુણગ્રાહી બન સદા તુ, દોષો પરાયે ત્યજ તું, સબ ગુણ કહીં નહીં હૈ, સબ ગુણ વીતરાગે...



આમ તો સખત ઉંઘ આવતી હતી. મગનલાલ જરાય ઉઠવા તૈયાર ન હતા. પણ મિત્ર છગનલાલે બે મિનિટની જ વાત છે. કહીને બોલાવ્યા, શું જાદુ થયો ખબર નહીં, મગનલાલ ખાસ્સા ત્રણ કલાક જાગતા રહ્યાં. છગનલાલે પૂછ્યું, તારી ઉંઘનું શું થયું ? અને મગનલાલે હસતા હસતા કહ્યું, આજે તો એવી મઝા આવી ગઈ છે કે ઉંઘ ક્યાં ભાગી ગઈ તે ખબર જ પડતી નથી. છગનલાલની વાત કંઈ મહત્વપૂર્ણ ન હતી. એ વાતમાંથી કોઈ ધંધામાં શક્કરવાર વળે તેવું ન હતું, પણ એ વાત હતી કનકરાયની ઝાટકણીની. મગનલાલ એ નિંદામાં એવા તરબોળ થઈ ગયા હતા કે બધું જ ભૂલી ગયા હતાં, આ વાત માત્ર મગનલાલની નથી.

કોઈના પણ દોષ બોલવાના કે નિંદા કરવાની વાત આવે ત્યારે કોણ જાણે એક મીઠો મધુરો નિંદારસ પ્રગટતો હોય તેવું લાગે છે. હજારો, લાખો નહીં, ક્રોડો મનુષ્યો આવી બાબતોનો શિકાર બનેલા છે. કોઈની હલકી વાત કરવામાં શાં માટે રસ આવે છે, સમજાતું નથી કદાચિત્ માણસને પોતાની મહત્તા સ્થાપિત કરવાનો રસ હોય છે. આવી મહત્તા બીજા કરતા સારા ગુણ મેળવીને કરવી એ અઘરૂં કામ છે એટલે



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

બીજાની નિંદા કરીને પોતે ખૂબ સારો છે એવો આત્મસંતોષ લે છે, પણ હકીકતમાં એ નિંદા કરનાર વ્યક્તિ એવી ગુણવત્તા ધરાવતી નથી હોતી. પણ નિંદા કરતા કરતાં એવો આભાસ ઊભો કરી દે છે કે, એ જાણે પોતે દોષરહિત છે. ઘણી વખત તો જે દોષની પોતે નિંદા કરતો હોય છે એ દોષ તે વખતે ન હોય, પણ તેનામાં એ દોષ માટે છૂપું આકર્ષણ હોય છે. શરાબ પીનાર માણસથી દૂર રહેવું એ સજ્જનતાનું કામ છે, પણ એની એકધારી નિંદામાં લાગતા માણસને તે વખતે શરાબનું વ્યસન નથી હોતું પણ આકર્ષણ તો હોય જ છે. જેમ જેમ એ વધુ નિંદા કરતો જાય છે, તેમ તેમ તેની શરાબ પ્રત્યેની ઘૃણા ઓછી થતી જાય છે. માત્ર ઘૃણા ઓછી થાય છે એમ નહીં પણ પ્રચ્છન્ન રીતે તે માટે આકર્ષણ જાગે છે અને એક દિવસ ખરેખર તે દારૂડીયો બની જાય છે. **દુર્ગુણ અને દુર્વ્યસનો કાંટા જેવા હોય છે એ કાંટા પગમાં વાગે તો તરત જ કાઢીને ફેંકી દેવા જોઈએ પણ તેને પગમાં સંઘરી ન રખાય.** તેમ બીજાના દુર્ગુણોને તુરત જ કાઢી નાંખો. તેને વાગોળવાનું અને ઉચ્ચારવાનું બંધ કરો, નહીં તો એ દુર્ગુણો તમારામાં પ્રવેશ કરી જશે. માટે જ કવિરાજ પૂ. લબ્ધિસૂરીશ્વરજી મ.સા.એ ગાયું છે. 'દોષો પરાયા ત્યજ તું...' બીજાના દોષોને તું ત્યજી દે. કોઈપણ દોષ ન હોય તેવી વ્યક્તિ મળવી મુશ્કેલ છે.

મહાકવિ મહાગુણાનુરાગી આચાર્યદેવ ઉદાર છે. તેઓ કહે છે બધા ગુણો વીતરાગમાં જ મળે, પણ આ તેઓની ગુણાનુરાગી દૃષ્ટિની ઉદારતા છે. વીતરાગીમાં પણ દોષો જોવા હોય તેને કોઈ રોકી નથી શકતું. ભગવાન મહાવીરને ગોશાળો કહેતો હતો, 'તમે પહેલા તો જંગલમાં જ ફરતા હતાં. હવે મોટા શહેરોમાં જ રહો છો. કંઈક પામ્યા પછી તમને શહેર સદી ગયું લાગે છે. પહેલા તો એકલા રહેતા હતાં,

હવે તો ભવ્ય સમવસરણમાં બિરાજો છો.' કોણ રોકી શકશે નિંદકને ? દૂધમાંથી પોરા શોધી કાઢવાની વાત હોય ત્યાં શું થઈ શકે ?

આજનો માનવ અનેક ટેન્શનમાં જીવે છે. છતાંય જો બીજાના દોષ જોવાનું અને ગાવાનું ચાલુ રાખશો તો પોતાનું જ ટેન્શન વધારશો. વિશ્વ અને પ્રકૃતિ હરિયાળી અને રળિયામણી છે. માનવોમાં હજારો ભલાઈઓ અને હજારો સદ્‌ગુણો છે. આ જોવાનું છોડી દઈને માત્ર કોઈના દુર્ગુણો જ જોયા કરીએ તો આપણી દશા ખરેખર વિચિત્ર જ થાય. સારૂં વિચારવાથી, સારૂં જોવાથી અને સારૂં બોલવાથી અંતરમાં એક આનંદ આવતો હોય છે. આવો આનંદ સારૂં ખાવા-પીવા કે ભોગ ભોગવવાથી નથી આવતો. આવો ઉચ્ચ આનંદ મેળવવાના બદલે કોઈની નિંદામાં ચાલ્યા જવું એ પોતાની જાતને પોતે જ શિક્ષા કરવા જેવું છે. બીજો કોઈ આપણને મારે કે પ્રહાર કરે તો આપણે સામનો કરીએ, પણ આ તો આપણે જ આપણા પર પ્રહાર કરી રહ્યાં છીએ. આ દશામાંથી શીઘ્ર મુક્ત થઈએ... મુક્તિ રમણીને વરીએ એ જ અભિલાષા..



**સાધુનું વચન મીઠાશ ભર્યું**

**તો**

**સમ્યક્ત્વની પ્રભાવના...**



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# આહા ! કેવું ભાગ્ય જાગ્યું, વીરના ચરણો મળ્યા...



મહાકાવ્યો, મહાકવિઓની મહાઅનુભૂતિમાંથી, મહા-સંવેદનાઓમાંથી પ્રગટ થાય છે. આચાર્ય ભગવંત લબ્ધિસૂરીશ્વરજી મહારાજનું આ અંતરની ઊર્મિમય સ્તવન છે.

માનવને ભાગ્યનો ઉદય જોઈતો જ હોય છે. અને જ્યારે ભાગ્યનો ઉદય થાય છે ત્યારે તેના હરખનો કોઈ પાર નથી હોતો. અહીં આ મહાકવિના હરખનો પાર નથી. 'આહા !' શબ્દ તેમના અનહદ હરખનો વાચક છે. 'આ' એ મૂળાક્ષરનો પ્રથમ અક્ષર છે. તો 'હ' એ મૂળાક્ષરનો છેલ્લો અક્ષર છે. પહેલેથી છેલ્લે સુધી જ્યારે ચેતના જાગૃત થાય છે ત્યારે 'આહા' શબ્દ નીકળે છે.

મહાકવિને વીરનાં ચરણ એટલે વીરનું શાસન મળ્યાનો અનહદ આનંદ છે. એમનો અને આપણા સહુનો અનુભવ છે કે જો પરમાત્મા વીતરાગનું શાસન ન મળ્યું હોત તો આપણી શી દશા થાત ? ખરેખર તો આપણને શાસન મળ્યું છે એ જાણે લોટરી લાગી હોય તેવું છે. અનંતાનંત જીવો છે કે જે આગળની દિશા નથી પામ્યા, તેની વાત બાજુએ મૂકીએ પણ, પાંચ ઈન્દ્રિયો પામેલા જીવો પણ આ શાસનને ક્યાં પામી શકે છે ? અનેક હલકા ગોત્રમાં અને હલકા કૂળમાં તેઓનો જન્મ થાય છે. અનેક જાતની આધ્યાત્મિક યોગ્યતા પણ ઘણીવાર હલકા કૂળમાં



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

અને દૂરના ગોત્રોવાળા માનવોમાં જોવામાં આવે છે, પણ બિચારાઓને આ પદ્ધતિસરનું વીતરાગ વિજ્ઞાન મળતું નથી, જિનશાસન મળતું નથી, એમનું આધ્યાત્મિક બળ ઉછળતું હોવા છતાં ઉત્તમ યોગ્યતા પ્રાપ્ત થતી નથી.

મહાકવિ લબ્ધિસૂરીશ્વરજી મ.સા. કહેતા 'ક્યાં નાનું સરખું ખોરડું કહેવાય તેવું ગામ બાલશાસન અને ક્યાં જિનશાસન ? પણ, ત્યાં પણ જિનશાસન મળ્યું.' અનુક્રમે સંયમી થયા. એટલું જ નહીં આચાર્ય થયા... આચાર્ય થયાં એટલું જ નહીં, મહાન શાસન પ્રભાવક થયા... એક વિશાળ સમુદાયના નાયક બન્યા. આ બધું તો ઠીક પણ પરમાત્માના શાસનને પામીને ગુરુ ભગવંત મહાન ગુણાનુરાગી બન્યા. શાસનના તમામ આરાધકોને પોતાની ગુણાનુરાગની દોરીથી બાંધી સમસ્ત શાસનવ્યાપી ચેતનાના સ્વામી બન્યા. ક્યારેક સમય મળે ત્યારે આ પંક્તિને પચાસ-સો વાર વાગોળજો. અંદરથી એક અનુપમ આનંદનો ઝરો વહેતો દેખાશે. આચાર્ય ભગવંતની પૂર્ણ પોઝીટીવ દૃષ્ટિના દર્શન થશે.

પણ, તમે આ મહાભાગ્યે મળેલા પ્રભુ શાસનને મહા પ્રયત્નથી જાળવજો. પ્રમાદને આવવા જ ન દેતા. મહા અપ્રમાદની ભાવના કેળવજો. એક ક્ષણ પણ કષાયોના ઉકરડામાં પગ મૂકવો નથી. અંતરથી અનાસક્ત બનીને પ્રભુમય બની જજો.

ચૈત્યવંદન, ગુરુવંદન જેવી આવશ્યક ક્રિયાઓ તો આનંદ સાગરમાં સ્નાન કરવા જેવી ક્રિયાઓ છે. જો મહાપુરુષોની કૃતિઓના અર્થ સમજીએ તો આવી ક્રિયા કરતા અમૃત અનુષ્ઠાનનો આનંદ આવે.

વચન અમૃતમય બને..., કાયા અમૃતમય બને અને મન અમૃતમય બને... બસ, આવી પંક્તિને વાગોળતા તમે પોતે જ અમૃતના સરોવર બની જાવ.





J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# 'તં માનતુંગં અવશા સમુપૈતિ લક્ષ્મી'

— ભક્તામરસ્તોત્ર



કોઈને કોઈ વ્યક્તિ જોડે પ્રેમ થઈ જાય... કોઈને કોઈ વસ્તુ જોડે પ્રેમ થઈ જાય... કોઈને સ્વાદિષ્ટ ભોજન સાથે પ્રેમ થઈ જાય, પણ અહીં તો પ્રેમની કમાલ છે... પૂ. ગુરુદેવ વિક્રમસૂરીશ્વરજી મ.સા.ને પ્રેમ થઈ ગયો ભક્તામર સ્તોત્ર સાથે.

તેમણે કહ્યું હતું : 'રાજા ! મને ખબર હતી કે ભક્તામર પર અનેક કલ્પો છે, ભક્તામર પર અનેક ટીકાઓ છે, પણ ન તો મેં એ કલ્પો વાંચ્યા હતા કે ન તો મેં ભક્તામરની ટીકા અવગાહી હતી, ન તો મેં ભક્તામરના ચમત્કારોની બહુ વાત સાંભળી હતી, પણ આ કેસરવાડી (મદ્રાસ)ના ભગવાનની મારી સ્તુતિઓ કરવાની ભક્તિની ભૂખે મને ભક્તામર સ્તોત્ર મળી ગયું, તે વખતે પણ સાધના કરવા માટે રોજ બોલવું એવો કોઈ નિર્ણય હતો નહીં પણ, સાચું કહું તો મેં ભક્તામરને ખેંચ્યું તેના કરતાં ભક્તામરે મને વધુ ખેંચ્યો.

આ ભક્તામરનો પ્રથમ શબ્દ છે... ભક્ત અને છેલ્લો શબ્દ છે લક્ષ્મી. બંને શબ્દોને ભેગા કરીએ તો ભક્તલક્ષ્મી શબ્દ બને. આ સ્તોત્ર ભક્તોને અનેક પ્રકારની લક્ષ્મી આપે તેવું સ્તોત્ર છે.

**સ્વાસ્થ્ય લક્ષ્મી... સંસ્કાર લક્ષ્મી... સંપત્તિ લક્ષ્મી... સંયમ લક્ષ્મી... શક્તિ લક્ષ્મી...**

ભક્તિ લક્ષ્મી અને છેવટે મુક્તિ લક્ષ્મી લાવી આપનારું આ સ્તોત્ર છે. પણ, માનતુંગસૂરીશ્વરજી મહારાજ અજબગજબની વાત કરી રહ્યા છે.

હે ભક્તામર સ્તોત્રના પાઠક ! તું સમજી લેજે તારે આ બધી લક્ષ્મી મેળવવા દોડાદોડ કરવાની નથી. તું આદિનાથ પ્રભુનો ભક્ત બન... તું વીતરાગ માર્ગનો સાચો પથિક બન... તું ભક્તામરસ્તોત્રનો અનન્ય ઉપાસક બની જા... આ લક્ષ્મી તને શોધતી આવશે... તારા એડ્રેસે આવી જશે. અને એનું મન નહીં હોય તો પણ તેને ખેંચાઈને, વિવશ બનીને, અવશા બનીને આવવું પડશે, પણ તું તારા નિયમો, તારા શુભ સંકલ્પોના માનથી ઉત્તુંગ રહેજે.

ભક્તામર પ્રતિદિન બોલતો હોય તો એક દિવસનો ખાડો ન પાડતો, જિનપૂજા કરતો હોય તો એ જ તારૂં 'માન', આ માનમાં જરાય વિક્ષેપ ન પડવા દેવો. નવકારમંત્ર સ્મરણ કરતો હોય તો એ નિયમરૂપી માનને ક્યારેય ખંડિત ન કરતો. જે પણ નિયમ તું ગ્રહણ કરે એને અખંડિત રાખજે. પેલા વંકચૂલને યાદ કરજે. નિયમ નાનો કે મોટો હોઈ શકે છે, પણ તેનું પાલન જ મોટું અને મહત્ત્વપૂર્ણ હોય છે. આ સ્તોત્રનો એ જ ચમકારો છે કે આ સ્તોત્ર આરાધકને પ્રભુમય બનાવી દે છે.

વસંતતિલકા છંદ જ્યારે રાગથી, ભક્તિથી ગવાય, જ્યારે અનેક તાલમાં ગવાય, જ્યારે અર્થના અનુસંધાનથી ગવાય ત્યારે એક ભક્તિમય સ્વર્ગ ઉભું થઈ જાય છે. બસ,

માનતુંગસૂરીશ્વરજી મહારાજની વાત પર વિશ્વાસ કરો અને લક્ષ્મીને અવશ બનાવી દેજો.





# पभावणा तित्थे

(મણ્હ જિણાણં - સજ્ઝાય)



નદી પાણીથી સભર હોય, સામે પાર જવાનું હોય, પુલનું તો નામો નિશાન ન હોય, ત્યારે એવા સ્થળની તપાસ થાય છે, જ્યાંથી નદી ઉતરવી સુગમ હોય. આવા સ્થળને તીર્થ કહેવામાં આવે છે. આવા તીર્થો દ્રવ્ય તીર્થ છે, પણ મહાભયંકર ભવસાગરમાંથી જન્મ અને મરણના ચક્કરમાંથી પાર ઉતરવું હોય તો ભાવ તીર્થ જ જોઈએ. આવા ભાવ તીર્થનું નિર્માણ તીર્થંકર ભગવંતો કરે છે. અનંતકાલમાં થયેલ અનંત તીર્થંકરોએ અનંતા આત્માનો ઉદ્ધાર આ તીર્થ દ્વારા કર્યો છે. ઉપરના સૂત્રના અંશમાં **"पभावणा तित्थे"** કહેવાયું છે. આ સૂત્રાંશ શ્રાવકોના ૩૬ કર્તવ્યો બતાવતી સજ્ઝાયનો છે ''મણ્હ જિણાણં આણં'' આ સજ્ઝાય છે. છેલ્લું કર્તવ્ય પ્રભાવના તીર્થે બતાવવામાં આવ્યું છે. ગ્રંથકાર સૂચવે છે. શ્રાવક જીવનના બાકી ૩૫ કર્તવ્યો બરાબર બજાવો એટલે નાના કે મોટા પાયે તમારાથી તીર્થની પ્રભાવના થઈ જવાની. વિચાર કરો તીર્થંકર ભગવાનના શાસનથી કેટલાય આત્માઓ અજાણ છે, કેટલાય એવા ભદ્ર પરિણામી આત્મા છે કે જો એમને સંસારથી પાર થઈ જવાનો રસ્તો કોઈ બતાવે તો તેઓ જરૂર એ માર્ગે ચાલે, પણ આપણી મુશ્કેલી એ છે કે કયો આત્મા આવો ભદ્રિક છે, કયા આત્માને આવા ભાવ તીર્થની જરૂર છે એ આપણને કેવી રીતે ખબર



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

પડે ? આ મુંઝવણનો માર્ગ એક જ છે કે તમે તીર્થની પ્રભાવના કરો. શાસ્ત્રકારોએ કહ્યું છે જેવી રીતે સારી ભાવનાથી તમારો આત્મા ભાવિત થાય છે, તમારા જીવનમાં પરિવર્તન આવી જાય છે, તમારા જીવનનું લક્ષ્ય અને દિશા બધું બદલાઈ જાય છે. આવી જ ભાવના જ્યારે અનેક આત્મામાં પેદા કરો ત્યારે પ્રભાવના થાય.

કોઈને ભવ્ય જિનાલયો જોઈને તીર્થ પ્રત્યે ભાવ જાગે છે, કોઈને છ'રી પાળતા પદયાત્રા સંઘો જોઈને તીર્થ પ્રત્યે ભક્તિ પ્રગટે છે, કોઈને સાધુ ભગવંતોની કઠીન અને દીર્ઘતમ તપશ્ચર્યા જોઈને, જાણીને તીર્થ પ્રત્યે આકર્ષણ થાય છે, કોઈને કોઈ મુનિ ભગવંતોના પ્રવચનો વાંચી કે સાંભળીને તીર્થ પ્રત્યે અહોભાવ પ્રગટે છે, કોઈને કોઈ શ્રાવકની પ્રમાણિકતા જોઈને તે શ્રાવકના ધર્મ પ્રત્યે કે તીર્થ પ્રત્યે શ્રદ્ધા પ્રગટે છે, કોઈને જગડુશા જેવા દાનવીરોના દાન પુણ્યના કર્તવ્યો જોઈને તીર્થની સેવા માટે લગની લાગે છે, આવા એક કે અનેક નિમિત્તોથી અજ્ઞાન અને અબુઝ લોકો ભાવતીર્થ પ્રત્યે એટલે જૈન ધર્મ પ્રત્યે શ્રદ્ધાવાળા થાય છે. આ જ છે પ્રભાવનાની કમાલ. પૂર્વના કાળ કરતાં આજે દેખાતુ વિશ્વ ખૂબ જ નાનું થઈ ગયું છે. લોકોને સંદેશ પહોંચાડવા માટે સાધનની અજોડ સુવિધા થઈ રહી છે. આવા સારા કાળમાં ચારેય બાજુ **'જૈનમ્ જયતિ શાસનમ્'** કરી શકાય તેવી પૂર્ણ શક્યતાઓ છે. આવા સમયે પ્રભાવના કરવા માટે સહુએ કટીબદ્ધ થઈ જવા જેવું છે. એક શ્રાવક તરીકે, એક જૈન તરીકે તમે જૈન ધર્મનું જ્ઞાન મેળવો ! એક શ્રાવક તરીકે તમે જૈન ધર્મના આચારોનું ચુસ્ત પાલન કરો, તમારી વાણીમાં મધુરતા લાવો, તમે પરોપકારના કાર્યોમાં કદીય પાછી પાની ન કરો, તમને જોઈને સામી વ્યક્તિને પ્રશ્ન થાય કે તમે આટલા સરસ કેમ છો ? આટલા ઉદાર કેમ છો ? આટલા સેવાભાવી કેમ છો ? આટલા

મહાન કેમ છો ? અને એના જવાબમાં સામેની વ્યક્તિને સમજાય કે તમારી સિદ્ધિનું કારણ જૈન ધર્મ છે, ભાવતીર્થ છે. તે જ ક્ષણે સામેની વ્યક્તિ જૈન ધર્મ પ્રત્યે અહોભાવવાળી થઈ જશે. આ અહોભાવ તેને એકદિવસ સમ્યક્ત્વનો લાભ કરાવશે, એક દિવસ તેને ચારિત્રનો લાભ કરાવશે, અને એક દિવસ એ આત્માને આત્માથી પરમાત્મા બનાવશે. બસ, આ ઉદ્દમું કર્તવ્ય 'પ્રભાવના તીર્થે' આત્મસાત્ કરી આપણે ધન્ય બનીએ.



**પગ લપસે તો જખમ થાય,**

**પણ**

**જીભ લપસે તો જોખમ થાય...**



# “मौनिन: कलहो नास्ति”



પ્રસન્નતાભર્યા ચહેરાની, સ્મિતભર્યા ચહેરાના મુખની રેખા સહુને જોવી ગમે છે. માત્ર જોવી જ ગમે છે તેમ નહીં, પણ આવો ચહેરો જોવાથી દર્શકના મુખ પર પણ પ્રસન્નતાની રેખાઓ ઉદ્‌ભવવા માંડે છે, પણ ક્રોધ વખતનો, તિરસ્કાર વખતનો, ઘૃણા વખતનો, ધિક્કાર વખતનો ચહેરો કોઈનેય જોવો ગમતો નથી. આખુંય જીવન પ્રસન્નતામાં પસાર કરી નાંખનાર માણસ કોઈ પણ મોટી વાત ન કરે, કોઈ પણ મહાન કાર્ય ન કરે છતાં આવી વ્યક્તિ મહાન જ હોય છે.

એક વિદેશીભાઈએ પૂછ્યું : **“કોનું મોંઢુ કાળુ હોય છે.”** વિદેશીને કલ્પના હતી કે, આ ગુજરાતી જરૂર કહેશે કે - આફ્રિકનનું મોંઢું કાળું, પણ પેલા ગુજરાતી અનુભવી કાકાએ કહ્યું, **“કજિયાનું મોંઢું કાળું.”** સાંભળનાર વિદેશી મર્મ પામી ગયો. ધોળી ચામડી હોવી એ જુદી વાત છે અને ઉજ્જવળ ચહેરો હોવો જુદી વાત છે અને ધોળી ચામડીવાળાના ચહેરાઓ ક્લેશ અને કંકાશમાં જાય તો કાળા જ દેખાતા હોય છે. જરાક વિચાર કરો, ઝઘડા અને ક્લેશ ઉત્પન્ન કેવી રીતે થાય છે. મોટે ભાગે ૯૯ ટકા ઝઘડા અયોગ્ય વચન બોલવાથી જ થતા હોય છે. કોઈની વાત ખુલ્લી પાડવી, કોઈના પ્રત્યે તિરસ્કાર કરવો, કોઈને પણ ઉતારી પાડવો આવી ઘણાને આદત હોય છે. એના જ કારણે ભયંકર કલહ, ભયંકર ઝઘડા થતા હોય છે.

શાસ્ત્રો કહે છે કાન તમારા છે, તેના ઉપર કોઈનો અધિકાર નથી. કોઈ ગમે તેવું ખરાબ કહી ગયું પણ કાન જો એ વાત સ્વીકારે નહિ તો ઝઘડો આગળ વધે જ નહીં. હું કોઈનુંય સાંભળી લઉં તેવો નથી, હું ભલભલાને સામે સંભળાવી દઉં તેવો છું. પણ સંભળાવી દેનારને ખબર નથી, સામેથી એકના બદલે દશ ગણું સાંભળવું પડે છે અને આ વાત એટલાથી અટકે તો જુદી વાત, પણ વાત મારામારી પર આવે અને વેરની પરંપરાઓ સુધી વધે છે. ત્યારે વાત ભયંકરતા સુધી પહોંચી જાય છે માટે જ ઘરડા લોકો કહેતા હતા. **"કમ ખાના, ગમ ખાના, નમ જાના."** ઓછું ખાવું એ શરીર માટે જેટલું સારૂં છે. એથી પણ વધુ સારૂં ગમ ખાઈ જવામાં છે. કોઈ કંઈ પણ કહે સાંભળી લેવું. એનો ઉત્તર આપશો જ નહિં. ગમ ખાઈ જવાથી ઘણા મોટા નુકશાનમાંથી ઉગરી જવાય છે. માટે જ જ્ઞાનીઓ કહે છે, **"મોનિનઃ કલહો નાસ્તિ"** બીજી ભાષામાં કહું તો કડવા વચન સંભળાવનારો બાણાવળી છે. પણ ગમ ખાઈ જનારો તેના બધા જ બાણોને ચૂકવી દે તેવો અણનમ યોદ્ધા છે. જીવનમાં અણનમ યોદ્ધા બનવું હોય તો મૌન રહેતા શીખો. **મૌન એ મહાનતાની જનેતા છે.** કોઈને સંભળાવી દેવું કરતાં કોઈને સંભાળી લેવું, કોઈને સુધારી દેવું એ અગત્યનો મુદ્દો છે. જરૂર મૌની બનો અને કલહ પર વિજય મેળવો.



**ભાવના વ્યક્તિને રંગે છે...**
**પ્રભાવના સમાજને રંગે છે...**



# "પસંત હિયઓ ગુરુ હોઈ'



ગમે તેવો ચહેરો હોય પણ સ્મિત ચહેરાને ચમકતો બનાવી દે છે. ચહેરો અરીસા જેવો હોય છે, પણ એ મનનો અરીસો છે. મનમાં જેવી જેવી ભાવના થાય છે, હૃદયમાં તેવી તેવી ઊર્મિઓ આવે છે. ચહેરો તેવો આકાર ધારણ કરે છે. સ્વીચ ઓન કરતાં જ બલ્બ ઝળહળી ઉઠે છે. એવી જ રીતે ચહેરા ઉપર હૃદયના ભાવો અંકિત થઈ જાય છે.

ચાલો... એક દિવસ પ્રયત્ન કરીએ, ચહેરા પર ગમે તેવું થાય, નારાજી, શોક કે ઉદાસીનતાની એક પણ રેખા ઉપસવા ન દઈએ. પરંતુ આપણી કેવી પામરતા છે, કોઈ જરા સરખું અપમાન કરી દે તો મુખ ઉપરથી નૂર ઊડી જાય છે. કોઈક અણગમતી વ્યક્તિ સામે આવે અને મુખ ઉપર જાણે કાલિમા છવાઈ જાય છે. ઠંડો પવન વાય અને ઠુંઠવાઈ જવાય છે. ગરમી પડે અને પરસેવાથી રેબઝેબ થઈ જવાય છે. તેમ રાગ અને દ્વેષના આક્રમણથી આપણી મનોદશા પણ વિચિત્ર થાય છે. છતાં કેટલીક વ્યક્તિઓ એવી છે કે, કળકળતી ઠંડીમાં પણ જરૂરી રક્ષણ રાખીને પણ હુંફ જાળવી રાખે છે. ગમે તેવી ગરમીમાં પણ એરકંડીશનની સહાયતાથી સ્વસ્થ રહે છે. આવી વ્યક્તિઓમાં ખાસ નોંધપાત્ર વ્યક્તિઓ હોય તો તે ગુરુજનો છે. ઉપદેશમાલાકાર ફરમાવે છે કે, 'પસંત હિયઓ ગુરુ હોઈ' - ગુરુ સદા પ્રશાંત હૃદયવાળા હોય છે. બાપ-દીકરાનો સંબંધ વંશ-વારસાનો સંબંધ હોય છે. જ્યારે ગુરુ-શિષ્યનો સંબંધ વંશ-વારસાનો નથી. અનેક દેશના, અનેક ભાષા-ભાષી,

અનેક સંસ્કારવાળા, અનેક જાત-જાતના શિષ્યો ગુરુને હોય છે. તેમાંય માનવ સહજ સ્વભાવના કારણે શિષ્યોમાં સ્પર્ધા પણ હોય છે. આ સ્પર્ધા, ઈર્ષ્યામાં પણ પરિણમતી હોય છે. દરેક શિષ્યનો દાવો એવો હોય છે કે, "ગુરુ મારા" દરેક જણ પોતાના દાવાને સાચો કરવા પ્રયત્નો કરતાં હોય છે. આ બધાની વચ્ચે એક જાદુગર જેવી કે એક મદારી જેવી સમતુલા ગુરુને જાળવી રાખવી પડતી હોય છે. આમ કરવા માટે તેમની પાસે ભાવનાનું સામ્રાજ્ય હોય છે. તેઓ ભાવનાથી એવા ભાવિત થઈ ગયા હોય છે જેથી હંમેશાં પ્રશાંત હૃદયવાળા રહે છે. ગુરુની ગુરુતાના ગૌરવને વધારનારી ભાવનાઓ નિમ્નલિખિત હોય છે.

**(૧) દરેક વ્યક્તિ પોતાના સંસ્કાર અને સમજ જેટલું જ વિચારી શકે છે. (૨) દરેક પાત્રની યોગ્યતા અલગ હોય છે. (૩) દરેક શિષ્ય કે ભક્ત એક સરખા સમર્પિત હોતા નથી.**

આવેશમાં આવેલી વ્યક્તિ વંટોળિયા જેવી હોય છે. એનો સામનો ન કરાય, એ પોતે જ સમય આવે શાંત થઈ જાય. પ્રત્યેક શિષ્ય કે ભક્તની પુણ્યાઈ સરખી નથી હોતી. કો'કને એક જ પ્રયત્નથી સફળતા મળે છે, તો કો'કને એક જ વાત માટે અનેકવાર પ્રયત્ન કરવા પડે, તેથી કોઈની નિષ્ઠા પ્રત્યે શંકા ન કરાય

આમ, માનવ સહજ સ્વભાવની ખૂબીઓ અને ખામીઓ જાણ્યા પછી ગુરુને હરખ-શોક થતો નથી. કરાણ ગુરુ પ્રશાંત હૃદયવાળા હોય છે.

અહીં ગુરુનો અર્થ આપણે પંચ મહાવ્રતધારી કે દીક્ષા ગુરુ કરીએ છીએ. પણ ગુરુનો અર્થ વધુ સમજવાળી અને મોટી ઉંમરવાળી વ્યક્તિ પણ થાય છે. આમ, જેનામાં સમજનો પ્રકાશ થાય છે, તે સ્વયં ગુરુ બની જાય છે. તેઓમાં કહેવાની ટેવ દૂર થાય છે. સહેવાની ટેવ વધુ પડતી થાય છે. આપણા આવા ગુરુઓના પુણ્ય બળે જ પરિવાર, રાષ્ટ્ર અને ધર્મ ટકી રહે છે.





J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



## कालं क्षेत्रं मात्रां स्वात्म्यं, द्रव्य-गुरु लाघवं स्वबलं ।
## ज्ञात्वा योऽभ्यवहार्यं, भुङ्क्ते किं भेषजैस्तस्य ॥



હમણા એક દાક્તર મળ્યા, દવાની વાત ચાલતા તેમના દર્દીની વાત કરી. મને કહે, 'મારો એક દર્દી, પેશન્ટ રોજની ૬૫ દવાઓની ગોળી ખાય છે.' સાંભળીને અધધ થઈ જવાયું, પણ દાક્તરે આગળ ચલાવ્યું અને કહે "મહારાજ ! દવા લેતા ગભરાવાનું નહીં, હવે એ જ ખોરાક છે."

મેં કહ્યું, "ભાઈ, અમે તો એવું જાણીએ છીએ કે ખોરાક જ એવી રીતે ખાવો કે દવાનું કામ કરે." ઉપરના શ્લોકનું ચિંતન ઉમાસ્વાતિજી મહારાજનું ચિંતન છે. તેઓ તો કહે છે જેને ખોરાકને સમજતા અને લેતા આવડે તેને દવાનું શું કામ છે ? "કિં ભેષજૈસ્તસ્ય" ઉમાસ્વાતિજી મહારાજ આહારની બાબત માટે નીચે પ્રમાણેની સૂચના આપે છે.

**(૧) આહાર કાળને યોગ્ય લેવો જોઈએ. (૨) આહાર ક્ષેત્રને યોગ્ય લેવો જોઈએ. (૩) આહાર જેટલી માત્રામાં લેવાનો હોય તેટલો જ લેવો જોઈએ. (૪) આહાર આત્માને હિતકારી જ લેવો જોઈએ. (૫) આહારનું દ્રવ્ય કેવું છે ? તે વિચારવું જોઈએ. (૬) પોતે કેટલો આહાર પચાવવાની ક્ષમતા ધરાવે છે તેનું બળ જોવું જોઈએ.**

આ છ ચીજનું ધ્યાન રાખવામાં આવે તો દવાની જરૂર પડતી નથી. આહાર પોતે જ દવા બની જાય છે.

અયોગ્ય સમય, અયોગ્ય સ્થાન, અયોગ્ય પ્રમાણના ત્યાગપૂર્વક આહાર અલ્પથી અલ્પ આરંભ-સમારંભ ને અહિંસાવાળો આત્માને હિતકારી હોવો જોઈએ. ભારે અને વધુ તેલવાળા, વધુ પડતા મરચાં વિગેરેવાળા પદાર્થોને છોડી દેવા જોઈએ.

મુદ્દા નં ૬ની વાત વધુ મહત્ત્વપૂર્ણ છે દરેક વ્યક્તિને પોતાની પાચન શક્તિનો ખ્યાલ હોવો જોઈએ. એકદમ ભૂખ્યા નથી રહેવાનું પણ, પેટ જરાક ખાલી રહે તેટલું જ ખાવું. ખરેખર તો ભોજન લેતાની સાથે જ બરોબર ભોજન થાય એટલે પેટમાંથી એક તૃપ્તિનો સંકેત - એક ઓડકાર આવતો હોય છે, પણ ભોજનની ધૂનમાં મસ્ત થયેલ વ્યક્તિ આ બધાની ઉપેક્ષા કરીને રોગને નિમંત્રણ આપે છે અને ખૂબ દવાની જરૂર પડે છે.

આશા રાખીએ કે આપણો આહાર, આપણી આહારવિધિ, આપણા આહારના દ્રવ્યો સ્વયમેવ શક્તિ પ્રદાતા એને રોગહારક બને.



**ભોજન સમયે સ્વાદ નહીં...**
**ભોજન બાદ પ્રમાદ નહીં...**
**તો જીવન બરબાદ નહીં...**



# विरत्ता हु न लगन्ति, जहा से सुक्कगोलए



મથુરાના રાજા જનકની પુણ્યકીર્તિ છે. જનકને વિદેહી માનવામાં આવ્યા છે. વિશાળ રાજપાટના સ્વામી છે. અનેક કાર્યોમાં ધ્યાન આપવું પડે છે, અનેક કાર્યોમાં ધ્યાન આપે છે. પણ જનક હંમેશા પરમાત્માના ધ્યાનમાં મસ્ત છે. આધ્યાત્મિક ઉપદેશ - વચનો સાંભળવા તેમનો નિત્ય કાર્યક્રમ છે. ગુરુ ઉપદેશ સંભળાવતા ત્યારે એમ લાગતું કે, તેમના શબ્દો જ નહીં, પણ ભાવો અને ભાવાર્થો જનક ઝીલી રહ્યા છે. વક્તાને પણ શ્રોતાનો પ્રતિભાવ અગમ્ય ભાવ દુનિયામાં લઈ જાય છે. ગુરુજી પ્રવચનમાં જનકની પ્રતીક્ષા કરે.

એક દિવસ જનકને આવવામાં વિલંબ થયો. ગુરુએ ધર્મસભા ભરાઈ હોવા છતાં, ધર્મોપદેશ શરૂ ન કર્યો. માત્ર ગૃહસ્થો જ આ સભામાં ન હતા, ઘણા વર્ષોથી સાધના કરતા સાધુ પણ હતા. ગુરુના વિલંબે એ સાધુઓ અકળાયા. એક ગૃહસ્થનું આટલું સન્માન ! એ ન આવે તો ધર્મોપદેશ ન અપાય ! ગુરુજીની ચકોર દૃષ્ટિ શિષ્યોનો આ માનસિક બળવો પારખી ગઈ. થોડીવારમાં આશ્રમમાં આગ લાગી. પેલા સાધુઓ આગથી ગભરાયા, ઉઠ્યા, દોડ્યા અને પોતપોતાનો સામાન એકત્રિત કરવા માંડ્યા. ન ઉઠ્યા માત્ર જનક ! ન ચલિત થયા, ગુરુ ઉપદેશ ચાલુ રહ્યો. સહુના આશ્ચર્ય વચ્ચે થોડીવારમાં આગ શાંત થઈ


J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

ગઈ. જનક અને ગુરુજીને ત્યાં બેઠેલા જોઈ શિષ્યો શરમાયા. ગુરુએ કહ્યું. "હું રાજા જનકને ઉપદેશ નથી સંભળાવતો, હું માત્ર વિરાગી સાધુને ઉપદેશ સંભળાવું છું, એ રાજા હોવા છતાં સંત છે, એ વૈભવથી પરિવરેલ હોવા છતાં વિરાગી છે. એ કામો કરતા હોવા છતાં કર્તા નથી દૃષ્ટા છે. એ દેહમાં હોવા છતાં વિદેહી છે. આવા સંતસમા રાજવીને હું ધર્મ સંભળાવું છું ત્યારે મારો પણ વૈરાગ્ય વધે છે."

ચક્રવર્તી ભરત આવા જ વૈરાગી હતા. ચક્રવર્તીની સમૃદ્ધિની વચ્ચે મહાયોગી હતા. આવા આત્માઓને કર્મ કરવા પડે છે, પણ કર્મ બંધાતા નથી. શ્રેણિક જેવા રાજવી પણ મહાન સામ્રાજ્ય વચ્ચે વિરકિતમાં મહાલ્યા કરતા હતા. માટે જ ઉત્તરાધ્યયન સૂત્રે ફરમાવ્યું છે. "વિરત્તા હુ ન લગન્તિ" વૈરાગ્યવાળા આત્માઓ કર્મોથી લેપાતા નથી. પેલી દિવાલ પર બે ગોળા ઉછાળવામાં આવ્યા છે. એક ચીકણી માટીનો છે બીજો માત્ર રેતીનો છે. ચીકણી માટી વાળો ગોળો દિવાલ પર ચોંટી જાય છે. પણ પેલો રેતીનો ગોળો તરત જ વિખરાઈ જાય છે. અવશ્ય આવી સાધના બધા માટે શક્ય નથી. પણ જેઓ આવી સાધના પાર કરી ગયા છે તેવા શાંતિનાથ - કુંથુનાથ અને અરનાથ જેવા ચક્રવર્તી તીર્થંકરો હજારો સ્ત્રીઓનો સંગ હોવા છતાં, મહા રત્નોનો સંગ્રહ કરતા હોવા છતાં અને દોમ-દોમ સાહ્યબીનો ઘેરાવો હોવા છતાં કર્મોથી બંધાયા નથી. માટે જ આરાધકો ! ખ્યાલ રાખો નિર્લેપ રહો, હું અને મારૂં આ શબ્દો અને શબ્દના ભાવાર્થોથી પર રહો, પદાર્થો બંધન નથી, પદાર્થ પરની આસક્તિ એ જ બંધન છે, વિરક્તિ એ આસક્તિને પિગળાવી દેનારી મહાશક્તિ છે. આવી શક્તિને પામીને સહુ આત્માથી પરમાત્મા બનો એ જ અભ્યર્થના...





J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# यद् अहर एव विरज्येत्, तद् अहरेव प्रव्रजेत् ।



અમારો અનુભવ છે, રાગ સ્વાભાવિક છે. કોઈપણ સુંદર વિષય અથવા વ્યક્તિને જોઈ રાગ થઈ જાય છે, પ્રેમ થઈ જાય છે, આકર્ષણ થઈ જાય છે, ક્રમશઃ આસક્તિ થઈ જાય છે. આપણને એમ લાગે છે કે, આ વિશ્વમાં આ બધું સ્વાભાવિક છે, પરંતુ જેને ભ્રમ થઈ જાય છે તેઓ તે સમયે સમજી શકતા નથી કે આ ભ્રમ છે. તેમને માટે તો ભ્રમ જ સત્ય થઈ જાય છે. આગળ વધીને કહીએ તો ચાલશે કે લોકો સત્યને ભ્રમ જ માને છે.

વાસ્તવિકતા એ છે કે, સંસારનો સ્વભાવ રાગ નથી, પરંતુ વૈરાગ્ય છે, પરંતુ વાસ્તવિકતા સુધી વિચારવા માટે આપણે તૈયાર નથી થતાં, પરંતુ જેનો અજ્ઞાનનો પડદો હટી ગયો છે, તેઓ આ સત્યને સમજી જાય છે કે...

**"દરેક પદાર્થ પરિવર્તનશીલ છે...**
**દરેક વ્યક્તિ સ્વાર્થથી યુક્ત હોય છે...!"**

જન્મ-મરણની ઘટના ક્યારે બની જાય છે તે ખબર પડતી નથી. આથી જ જ્ઞાનીને સંસારની પરિવર્તનશીલતા, નિઃસારતાની પ્રતીતિ સહજરૂપે થાય છે, જે કારણે સમસ્ત સંસાર, સમસ્ત રંગ-રાગ, સમસ્ત વૈભવ... તેને રાગ તરફ ખેંચી શકતા નથી. તેના અંતઃકરણમાં

વૈરાગ્ય જ ઉછળતો હોય છે, પરંતુ આ વૈરાગ્ય નિષ્ફળતા-નિરાશા કે દુ:ખમયતાથી ઉત્પન્ન થયેલો હોતો નથી. આ વૈરાગ્ય તો જ્ઞાનયુક્ત ચેતનાનું પ્રગટીકરણ છે !

સંસારના પ્રત્યેક પદાર્થનું સ્વરૂપ જ વૈરાગ્ય પ્રેરક છે... તેથી જ્ઞાનીને રાગ કઈ રીતે પેદા થાય ? **તેઓ સમજે છે કે...**

**રોગ આવશે... આ તો શરીરનો સ્વભાવ જ છે...**

**યૌવન છે તો વૃદ્ધાવસ્થા આવશે જ...**

**જન્મ છે તો મૃત્યુ નિશ્ચિત છે જ...**

સંસારના આ સ્વભાવનો સહજ સ્વીકાર કરવો જ જોઈએ. તેનાથી દુ:ખી-વિવશ કે નિરાશ થવાની જરૂરિયાત નથી.

**સૂર્યનો ઉદય થાય છે, તો સૂર્ય અસ્ત પણ પામે છે...**

**ફૂલ ખીલે છે, તો ફૂલ કરમાઈ પણ જાય છે...**

**જેનો સંયોગ તેનો વિયોગ અવશ્ય છે જ...**

**સ્વાદિષ્ટ અને સુગંધી ખોરાકનું રૂપાંતર વિષ્ટારૂપે જ થાય છે.**

આથી પ્રબુદ્ધ લોકો માને છે કે, સંસારનો સ્વભાવ રાગ નહીં, પણ વૈરાગ્ય વર્ધક જ છે. માટે ગ્રંથકાર આ શ્લોકમાં ફરમાવી રહ્યા છે. "તમારામાં જે દિવસે વૈરાગ્ય પ્રગટ થાય તે દિવસે પ્રવ્રજ્યા (સંયમ) નો સ્વીકાર કરો.'

**વૈરાગ્ય આત્મિક પરિણામ છે... પ્રવ્રજ્યા બાહ્ય પરિવર્તન છે...!**

**વૈરાગ્ય કારણ છે... પ્રવ્રજ્યા બાહ્ય પરિવર્તન છે...!**

**વૈરાગ્યરૂપ કારણમાં ખામી હોય તો જ પ્રવ્રજ્યારૂપ કાર્યમાં ઢીલ થાય.**

જંબુસ્વામી, નમિ રાજર્ષિનું દૃષ્ટાંત જણાવે છે કે, જે સમયે વૈરાગ્ય તે જ સમયે પ્રવ્રજ્યા... ઘણા વૈરાગી આત્મા દૃઢ વૈરાગ્ય હોવા છતાં પ્રવ્રજ્યા સ્વીકારવામાં વિલંબ કરે છે. આવા વિલંબની જરૂર નથી.

બસ, જે સમયે મનમાં શુભ કાર્ય કરવાનો ભાવ જાગ્યો તે જ સમયથી તે કાર્યમાં મસ્ત બની જાવ. વૈરાગ્ય પ્રાપ્તિ બાદ જો બહારથી પ્રવ્રજ્યાનો યોગ ન આવે તો પણ અંતરથી તો પ્રવ્રજિત છો તે પ્રમાણે જ રહો. વૈરાગ્યની તીવ્રતા તમને વિલંબ કરવા નહીં દે, માટે મોક્ષ તરફ ગતિ વધારો.

આવા મહાન પ્રવ્રજ્યા માર્ગ પર આરૂઢ થયેલાં સમસ્ત મુનિગણ... યોગીગણને... સંયમીગણને અમારી કોટિશઃ વંદના... વંદના... વંદના...!



વિકાસનું એક માત્ર કારણ પ્રેમ છે...
વિનાશનું એક માત્ર કારણ અહંકાર છે...



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# 'પર્યુષણ પર્વ હો પ્યારો, મહાસુખ ખાણ છે'



**પ્રસન્નતાની અનુભૂતિ કરો :**

મહાકવિ પૂ. દાદા ગુરુદેવ શ્રીમદ્ વિજય લબ્ધિસૂરીશ્વરજી મ.સા. પર્યુષણને **'મહાસુખ ખાણ'** કહે છે. કેવી સુંદર વાત છે. **"પર્યુષણને તપની ખાણ, ત્યાગની ખાણ, દાનની ખાણ - પૌષધની ખાણ એ કશુંય ન કહેતા 'મહાસુખ ખાણ' કહે છે".** તપ, ત્યાગ, દાન, સામાયિક, પૌષધ કોઈ પણ ક્રિયા ભાવ ક્રિયા હોય છે. તે તો સુખરૂપે જ વેદાય, સુખરૂપે જ અનુભવવામાં આવે. મહાકવિ જણાવવા માંગે છે કે કોઈ પણ ક્રિયા કરો તેનાથી સુખની, આનંદની, પ્રસન્નતાની અનુભૂતિ કરો. અનુષ્ઠાનો કે ક્રિયાઓ કરનાર કેટલાંક એમ સમજે છે કે, આ બધું તો કરવું જ પડે છે, બોજો છે, એને ઉઠાવવો જ પડે છે, દેવું છે, તો ચૂકવવું જ પડે છે. કેટલીકવાર પર્યુષણ પૂરા થઈ ગયા બાદ જાણે હાશકારો અનુભવતા હોય એમ કહે છે કે હાશ ! પર્યુષણ પૂરા થઈ ગયા તો સારૂ થયું...

બસ, આવી પરિસ્થિતિમાંથી ગુરુભગવંત આપણને અનોખી પરિસ્થિતિમાં લઈ જાય છે. મહાન જ્ઞાનીઓ, મહાન યોગીઓ ભાવપૂર્વક થતાં અનુષ્ઠાનને **'અમૃત અનુષ્ઠાન'** પણ કહે છે. **"અમૃત જેમ નવજીવન આપે છે, તેમ ભાગ્યશાળી આત્માને આ પર્યુષણ પર્વ**

જાણે અમૃતમાં સ્નાન કરાવે છે." તેવો અનુભવ કરાવે છે. ભાવપૂર્વક થયેલ ક્રિયાઓની અનુભૂતિ અને પ્રભાવ પ્રત્યક્ષ જ હોય છે.

**અલ્પ અંશ જ હોય છે :**

આમ જોઈએ તો આત્મા અનંત સુખમય છે. એ નક્કી જ છે કે આ સુખ ભૌતિક, ઈન્દ્રિયજન્ય અને કલ્પનાજન્ય નથી. આવા અનંત સુખનો ભલે અલ્પ અંશ જ હોય છે, પણ આરાધનાનો આનંદ આત્મિક સુખનો જ એક અંશ છે. આથી પર્યુષણ પર્વ એક નવો અનુભવ કરાવે છે અને સંદેશ આપે છે કે, પાપની આલોચના કર્યા બાદ મન હળવાશ અનુભવે છે, હાશ અનુભવે છે, તેનો ઉલ્લેખ 'વંદિતા સૂત્ર'માં આવે છે, જેમ માથા ઉપર રાખેલો અસહ્ય બોજો જ્યારે નીચે ઉતારવામાં આવે ત્યારે બહુ સહજ રીતે ''હાશ' બોલાઈ જાય છે તેમજ હલકાં ફૂલ જેવાં થઈ જવાનો અનુભવ આરાધક આત્માને આ પર્વમાં થતો હોય છે.

કોઈની સાથે થયેલ બોલચાલ, કોઈની સાથે થયેલા ઝઘડા, જ્યારે પ્રેમ અને સ્નેહપૂર્વક પરિપૂર્ણ થઈ જાય છે, અંતરથી ક્ષમા-ભાવની યાચના થઈ જાય છે ત્યારે કેવો સુખમય અનુભવ થાય છે ? આવા અનેક પ્રકારના સુખમય અનુભવને લક્ષ્યમાં રાખીને જ મહાકવિ પર્યુષણ પર્વને મહાસુખ ખાણ કહેલ છે.

બસ, આવા મહા સુખનો મહા આસ્વાદ કરી ધન્ય બનીએ...



**રાગની દિશા સુવિધા તરફ છે...**
**વૈરાગ્યની દિશા સમાધિ તરફ છે...**



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# "કરણ-કરાવણ ને અનુમોદન, સરિખા ફલ નિપજાયા'



શ્રેણિક મહારાજાને પ્રભુ વીર મળ્યા, સંપૂર્ણ જીવન બદલાઈ ગયું, આસક્તિમય જીવન ભક્તિમય જીવન બની ગયું. પ્રવાદ તો એવો ચાલે છે કે શ્રેણિક મહારાજાની ચિતામાંથી પણ 'વીર વીર' એવો ધ્વનિ પ્રગટ થતો હતો. આવી અનન્ય ભક્તિ, આવો અનન્ય રાગ છતાંય શ્રેણિક મહારાજાની પહેલી નરક ટળી ના શકી. પ્રભુને કહેવું પડ્યું કે, 'શ્રેણિક ! તેં નિકાચિત કર્મ બાંધી દીધું છે. પેલી મૃગલી અને તેના ગર્ભમાં રહેલા શિશુની હિંસાથી તું ખરડાઈ ગયો. આ પાપથી પણ કદાચ તારે પહેલી નરકમાં જવું ન પડત. પણ તે ભયંકર અનુમોદના કરી નાંખી. સામાન્ય પાપ-પ્રવૃત્તિ કર્મ બંધાવે છે, પણ કર્મ નિકાચિત તો અનુમોદના દ્વારા જ થાય છે. શ્રેણિક ! તમે ભાવિના તીર્થંકર છો. પરંતુ કર્મનો અકાટ્ય સિદ્ધાંત તમારા ઉપર પણ અમલીકરણ કરશે જ.'

પ્રભુ વીર કેવલી હતા, પ્રભુ વીર અનંત વીર્યવાન્ હતા, પરંતુ આ નરકને ન જ બદલી શક્યા, કારણ, પાપની અનુમોદના ભયંકર કર્મ-બંધ કરાવે છે, નિકાચિત કર્મ બંધ કરાવે છે. માટે નક્કી કરો કે, અનુમોદનાની શક્તિ પરમાણું બોમ્બ જેવી છે. જીંદગીમાં પાપ થઈ જાય, દોષ સેવાઈ જાય, કષાય થઈ જાય, ગમે તે થાય, પણ તેની અનુમોદના કરવી જ નહીં. શક્ય હોય તો તે જ ક્ષણે તેનું પ્રાયશ્ચિત્ત કરી લેવું. ગદ્ગદ્ થઈ

માફી માંગી લેવી, પણ અનુમોદના તો ન જ કરવી. ધ્યાન રાખો, પાપ કે દોષની અનુમોદના ભયંકર છે તેવી જ રીતે પુણ્યની સત્કાર્યની, સદાચારની અનુમોદના અનર્ગલ પુણ્યને આપનારી છે. વિના પુરુષાર્થે મહાવૈભવ, મહાસુખ, મહાઋદ્ધિ, મહાસિદ્ધિની હોમ ડિલીવરી કરવાની તાકાત હોય તો તે પુણ્યની અનુમોદનાની જ છે. પાપની અનુમોદના કોઈ બીજી વ્યક્તિને પીડા નથી આપતી, પણ પાપની અનુમોદના તમે પાપના પક્ષકાર છો તે વાત સિદ્ધ કરે છે. પાપ થઈ જવું, ક્યારેક કરી લેવું એ જુદી વાત છે, પણ પાપની પક્ષકારીતા ભયંકર છે. જેમ એક દેશનો નાગરિક બીજા દેશનો નાગરિક ન ગણાય, તેમ પાપનો પક્ષકાર કદાચિત પુણ્ય કરતો હોય, તો પણ પુણ્યનો, ધર્મનો પક્ષકાર બની શકતો નથી. એ જ વસ્તુને બીજી રીતે વિચારીએ તો શુદ્ધ ભાવથી ધર્મની પુણ્યની સદ્‌કર્તવ્ય અને સદ્‌ગુણની અનુમોદના કરનારો ધર્મનો પક્ષકાર બને છે.

**અનુમોદના સદાય કરો...**

ધર્મ આરાધનાના અસંખ્ય પ્રકારો છે. કોઈપણ એક વ્યક્તિ તેના દરેક પ્રકારનું આચરણ કરી શકે તે શક્ય નથી. તપસ્વી હોય તે જ્ઞાની નથી હોતા, જ્ઞાન મેળવવામાં નિષ્ણાત છે, તે તપ કરી નથી શકતા, વૈયાવચ્ચ કરવામાં સક્ષમ છે તે સ્વાધ્યાય કે ભક્તિ નથી કરી શકતા, એટલે સમસ્ત કરણયોગમાં તો કોઈની તાકાત હોતી નથી. આજ રીતે બધું જ કરાવવું તે પણ શક્ય નથી. કેટલીક વાત એવી છે કે તમે પોતે જે ન કરતાં હોય તે કોઈની પાસે ન કરાવી શકો. માટે 'કરાવણ' યોગ પણ સાંકડો છે. એટલે અનુમોદના યોગ જ એવો છે કે જે સમસ્ત ધર્મ આરાધના, સમસ્ત સદ્‌ગુણો અને સમસ્ત સત્કાર્યોમાં ફેલાઈને રહ્યો છે. જો આપણે આપણા જીવનને મહાન ધર્મના આનંદથી હર્યુંભર્યું રાખવું હોય તો નિત્ય અનુમોદના કરવી જ જોઈએ. એક પ્રકાર અનુમોદનાનો એવો છે કે, સારી વસ્તુ જાણીને મનમાં ને મનમાં અનુમોદના કરી લઈએ, પણ બીજો પ્રકાર ખૂબ જ સુંદર છે. જે ધર્મકાર્ય કરનાર છે,

જે સત્કાર્ય કરનાર છે તેને તમારી અનુમોદના પહોંચાડો. વિનયપૂર્વક, પ્રસન્નતાપૂર્વક તે વ્યક્તિની પાસે પહોંચી તેની સમક્ષ તેની અનુમોદના કરો. શક્ય છે કે દરેક વ્યક્તિની પાસે રૂબરૂ જઈ શકાય તેવું ન હોય તો એક સંદેશ, એક ફોન, એક કોલ છેવટે માત્ર પચાસ પૈસાનું એક પોસ્ટ કાર્ડ હૃદયના શુદ્ધ ભાવથી લખો. તમારી આ ઉપબૃંહણાથી, અનુમોદનાથી સામી વ્યક્તિ જરૂર પ્રસન્ન થશે. માત્ર પ્રસન્ન થશે એટલું જ નહીં, પરંતુ, ભાવિમાં એવી શુભપ્રવૃત્તિ કરવાનું એને બળ મળતું જશે. આ કાર્ય દ્વારા તમને જે પુણ્ય પ્રાપ્ત થશે તે ઉચ્ચ કોટિનું હશે. આ પુણ્યના ઉદયે તમને જે ફળ મળશે, એ તમને વિના પુરુષાર્થે મળતું હશે, તેવી અનુભૂતિ થશે. કહેવત છે કે, **"આવ્યું બગાસું ને મોંમાં પ્રવેશી ગયું પતાસું."** આ અનુમોદનાની બીજી વિશેષતા એ છે કે, તમને જે સંપત્તિ, ઋદ્ધિ-વૃદ્ધિ-સમૃદ્ધિ મળશે, તેમાં તમને રાગ નહીં થાય, તેમાં તમે મુગ્ધ નહીં થાઓ. સુખ-ભોગ તમને ખરાબ કર્મો નહીં બંધાવે. અલ્પમાત્ર અને હળવા બંધના જ કર્મો બંધાવશે...

**'ત્રીજો પણ ફાયદો છે...'**

આવી અનુમનોદનામાં લાગી જનારને ત્રીજો ફાયદો એ થશે કે, પારકી પંચાત, પરનિંદા, પરટીકા કરવાનો સમય જ નહીં રહે. સમય હોય તો પણ એ અનિષ્ટ પ્રવૃત્તિ તરફ મન જશે નહીં.

તૈયાર થઈ જાઓ, પરમાત્માના શાસનમાં રોજ ને રોજ અનુમોદના કરી શકીએ તેવી અનેક ઘટનાઓ બને છે. જો પુણ્યની આવી ફેક્ટરી આપણને આધીન છે, તો પાપ શા માટે બાંધવું ?

શક્ય હોય તો એક સુંદર અંગત ડાયરી બનાવો. જેમાં તમે અન્યના અનુમોદના કરવા યોગ્ય તમામ સત્કૃત્યો અને ગુણો લખેલા હોય. આ પુણ્ય-પ્રાપ્તિનો સબળ ઉપાય છે. પછી 'પ્રમાદ કેમ ? પરાઙ્મુખતા કેમ ? ઉદાસીનતા કેમ ?' તૈયાર થઈ જાઓ. અનુમોદનામય બની જાઓ...





J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# "કલૌ સંઘે શક્તિ:"



**એકત્રિત થવાની જરૂર છે :**

સાધનાથી દૂર ભાગતો અને સાધનોથી છલકાઈ જતો આ કલિકાલ કેવો છે ? એ કહેવાની ભાગ્યે જ જરૂર છે. પરમાત્માના વચન પર સુદૃઢ રહેવું તે શ્રદ્ધા છે. પરમાત્માનું વચન છે કે વર્તમાન શાસન એકવીસ હજાર વર્ષ સુધી રહેવાનું છે. અત્યારે અઢી હજાર વર્ષ થવા આવ્યા છે. બીજાં સાડા અઢાર હજાર વર્ષ સુધી ભય નથી. પણ, પરમાત્માનું શાસન આ વર્ષો દરમ્યાન કેવો પ્રભાવ બતાવી શકશે તે અંગે કોઈ નિશ્ચિત આઝાદી નથી, છતાંય શાસ્ત્રવચન છે કે, "ઉદિએ ઉદિએ પૂઆ સક્કારે ભવિસ્સઈ" ભસ્મગ્રહની જાલિમ અસર ઉતરી ગયા બાદ જિનશાસનનો પ્રભાવ દિનબદિન વધતો જવાનો છે. આ કલિકાલ છે. તેમાં કોઈ એક વ્યક્તિ પ્રભુ મહાવીર જેવી પ્રભાવશાળી પ્રગટે તેવું લાગતું નથી, પણ પ્રભુના શાસનમાં, પ્રભુના ચતુર્વિધ સંઘમાં મહાન શક્તિ છે માટે જ કહેવાયું છે **"કલૌ સંઘે શક્તિ:"** આચાર્યોના મંતવ્યો જરૂર વિચારણીય છે. પરંતુ તે પ્રભુના વચન નથી એવો વિવેક હોવો જરૂર છે. જેમ આચાર્ય ભગવંતોએ કહેલા વચનોના લકીરના ફકીર બનવાનું નથી, તેમ એકાંતે આચાર્યોના વચનની ઉપેક્ષા પણ કરવાની નથી પણ, જેમ એક દ્રવ્ય-ક્ષેત્ર-કાલ-ભાવને લક્ષ્યમાં રાખી જે

વચનો આચાર્યોએ ઉપદેશ્યા છે, તે વચનોને બધાં જ ક્ષેત્રો અને બધાં જ કાળ માટે માની લેવાની ભૂલ આપણને પ્રભુ વીતરાગના વચનોથી દૂર લઈ જાય છે. તેથી પરસ્પરનો જ્યાં શક્ય હોય ત્યાં મેળ કરવામાં પણ અવરોધક હોય તેવા આચાર્યના વચનોને ગૌણ કરીને **'જૈનમ્ જયતિ શાસનમ્'**ના એક ગુંજારવ હેઠળ સહુએ એકત્રિત થવાની જરૂર છે. જૈનોની સંખ્યા ગણત્રીની છે, તે સંખ્યાની દૃષ્ટિએ પોતાનું પ્રભુત્વ સ્થાપી ન શકે, પણ જૈનોમાં ગુણત્વ શક્તિ વિશાળ છે, એની અસર વર્તમાનમાં સમગ્ર વિશ્વ ઉપર પડી શકે છે, તે નિ:શંક છે.

**આશ્ચર્યકારી પરિણામ આવી શકે :**

પહેલાં તો સમસ્ત જૈનો એક થાય. પછી, તમામ શાકાહારી લોકોનું જૂથબળ ભેગું કરે. જન્મજાત કસાઈ, મુસલમાન કે ખ્રિસ્તી હોય તેવા પણ ચુસ્ત શાકાહારી લોકોને સાથે રાખી એક પ્લેટફોર્મ પર આવે. વિશ્વને બતાવે કે માંસાહાર જ આ વિશ્વમાં થતાં કુદરતી પ્રકોપો માટે જવાબદાર છે. ભયંકર રીતે વાતાવરણમાં પ્રદૂષણ ફેલાવો માંસાહાર દ્વારા જ થાય છે. આજે વિદેશના લોકો લાખોની સંખ્યામાં શાકાહાર તરફ વળ્યા છે. જો એ બધા એકત્રિત થઈને પ્રયત્ન કરે તો વિશ્વમાં શાકાહાર સર્વત્ર માન્ય, ગ્રાહ્ય અને આદરણીય બને ! અને માંસાહાર દૂર થઈ જતાં હજારો કતલખાનાઓમાંથી જે નિર્દોષ પ્રાણીઓના આર્તનાદ પ્રગટે છે, તે બંધ થઈ જાય. શાકાહાર અને અન્નાહાર માનવીય આહાર છે. માંસાહાર પાશવીય આહાર છે, અમાનવીય આહાર છે. આ વૈજ્ઞાનિક સત્ય છે. આજે લોકોને વિજ્ઞાનનું ઘેલું લાગેલું છે, તો આપણે આ જ વાતને વિશ્વ સમક્ષ રાખવાની છે કે, માંસાહાર માનવીય આહાર છે જ નહીં. એક સત્ય તો એવું કહે છે કે જો કોઈ એક વ્યક્તિ એક મહિના સુધી માત્ર માંસાહાર કરે, શાકાહાર કે અન્નાહારની એક પણ વાનગી ન ખાય, તો એક મહિનામાં

જ મૃત્યુને શરણ થાય છે. આ સંયુક્ત રીતે પ્રચારનો જમાનો છે. જો દઢ નિશ્ચયવળા લોકો એક થઈને સતત અને સખત પ્રયત્ન કરતાં રહે તો આશ્ચર્યકારી પરિણામ આવી શકે છે. માત્ર શાકાહારની જ વાત માટે એકત્રિત થવાનું છે તેવું નથી. ગર્ભહત્યા, બલિ પ્રથા, આત્મહત્યા, આતંકવાદ આ બધા દુષ્કૃત્યો માટે આવા સામૂહિક પ્રયત્નોની જરૂર છે. આજે સંપર્કના સાધનો એટલા વધી ગયા છે કે તમે ધારો તો સમસ્ત વિશ્વના ખૂણે ખૂણે તમારો અવાજ પહોંચાડી શકો તેમ છો. જે પણ સત્કાર્યો કરવા છે તે તમે એકલા જ યશ લઈ લેવાની ખેવનાથી ન કરો. દુનિયામાં તમારાથી વધુ સારા અને વધુ શક્તિશાળી લોકો છે. તે સહુનો સહકાર લેતાં શીખો. બધાને સહકાર આપવા તૈયાર રહો. એક પણ સદ્‌વિચાર એવો નથી કે જેના અનુયાયી વિશ્વમાં ન હોય. પરંતુ આવા તમામ સત્યના અનુયાયીઓ જો એકી સાથે પ્રયત્ન નહીં કરે તો, તેઓની સિદ્ધિ અત્યંત સીમિત રહી જશે. સહુનો સાથ લેશો તો પરિણામો ખૂબ જ સુંદર આવશે...

બસ, આજની જરૂરિયાત 'એકતા, એક સંકલ્પ, એક સંઘ અને એક વિચાર.' ચાલો, લાગી જાઓ. આવા પ્રયત્નમાં ! સિદ્ધિ સામે મળવા આવશે. પ્રસિદ્ધિ સર્વત્ર પ્રસરી જશે.



**સાધનાની સફર ખેડે તે સંત છે...**
**મુક્તિના મીઠા સૂર છેડે તે મહંત છે...**
**દુનિયાને જીતનારા અંતે હારી જાય છે...**
**જે ખૂદને જીતે તે અરિહંત છે...**



# "માતા-શિક્ષક સહસ્રં તુ"



કોઈએ મને પૂછ્યું, "સાહેબજી ! માનવજીવનનું શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ઘર કેવું હોય ?' પ્રશ્ન કરનારને એમ થયું કે, આ પ્રશ્ન પૂજ્યશ્રીને વિચાર કરતા કરી દેશે. હું સહેજ ચોંક્યો, જવાબ આપ્યો. શ્રીમંત હોય કે ગરીબ હોય, વૈભવશાળી હોય કે દરિદ્રી હોય, ભાવિનો મહાપુરુષ હોય કે, મહાસત્તાધારી હોય. પરંતુ નોંધ કરી રાખે **"માનવ જીવનનું સર્વશ્રેષ્ઠ ઘર માતાની કુક્ષી છે."** આવું સુંદર માતાની કુક્ષી જેવું ઘર ભલે માત્ર નવ માસ પૂરતું હોય, પણ એ સંપૂર્ણ ભવ માટે હોય છે. આ ઘર માતા જ પૂરૂં પાડે છે. ગર્ભની આ અટપટી રચના વૈજ્ઞાનિકોને પણ આશ્ચર્યમાં ગરકાવ કરી દે છે. માત્ર લોહીના એક બિંદુ અને વીર્યના એક બિંદુમાંથી સૃષ્ટિનું સર્વશ્રેષ્ઠ સર્જન માતાના ગર્ભમાંથી જ થાય છે.

વિચારકો કહે છે કે કોઈની પણ માતા કોઈપણ સંતતિને, ભલે બાળક હોય કે બાલિકા, પણ જ્યારે ગર્ભ ધારણ કરે છે ત્યારે તેનું સન્માન એક 'વિશ્વ માતા'ના રૂપમાં થવું જોઈએ. પ્રાચીનકાળમાં પ્રસૂતિ પિયરમાં જ થતી અને પહેલી પ્રસૂતિ તો પિયરમાં જ થાય, એવો અણલખેલો કાયદો હતો. કિંમતી ઝવેરાત ડબ્બીમાં હોય અને તેની સંભાળ લેવાય તેના કરતાં તો સો ગણી સંભાળ સંતતિ ગર્ભમાં હોય

ત્યારે લેવી જોઈએ. ગર્ભ ધારણ કરતી માતાની પ્રત્યેક પ્રવૃત્તિની - પ્રત્યેક વૃત્તિની બાળક ઉપર અસર પડે છે.

સંસ્કારી સ્ત્રીઓનો ગર્ભ ધારણ કાળને **'આધ્યાત્મિક શિબિર'** રૂપે મનાય છે. ખાવા-પીવાનો, ઉઠવા-બેસવાનો દરેક પ્રકારનો સંયમ એ માતા માટે નિયમ નથી હોતો, પણ સંતતિ ઉપર વહેવડાવેલું વ્હાલ હોય છે. અલ્પ આહાર, અલ્પ વિહાર કોઈપણ જાતના આઘાતથી દૂર રહેવું માતા માટે અત્યંત જરૂરી હોય છે. હમણાં-હમણાં ગર્ભ-સંસ્કરણની પદ્ધતિ પણ વિકસિત થઈ છે. બહુ ઉંડાણમાં મેં અભ્યાસ નથી કર્યો, પણ એ પ્રાચીન પદ્ધતિ સુંદર જ છે. ભાવિમાં માતા બનનાર કુમારિકાઓ જો આવતા જીવને મધુર આવકાર આપે તો મૃત્યુ સુધીનું એમનું જીવન પણ મધુરું બને. દુનિયાના કેટલાંક લોકોના જીવન સુધરી જાય. આવી સુંદર લાગણીવાળી માતા પોતાની સંતતિને જગતના શ્રેષ્ઠ માનવોની પંક્તિમાં જરૂર બેસાડી શકે છે, પણ હાય કરુણતા ! પોતાના શિક્ષણની જાણે વસુલાત કરતી હોય, પોતે ભણેલી છે તો કંઈક કરવું જ જોઈએ, લોકોને કંઈ બતાડવું જોઈએ, એવી સ્પર્ધામાં પડેલી માતા પોતાની સંતતિના શૈશવની હત્યા કરે છે. માતાની ગોદમાં સૂતા સૂતા મહાપુરુષોના જીવન ચરિત્રોને સાંભળવાનો અવસર આવા બાળકોને મળતો જ નથી.

જીવન એવું છે કે, પતિ-પત્ની બંનેય જણાએ કામ કરવું જ પડે. આ દલીલ પૂર્ણ નહીં, પણ અડધી સાચી છે. માં ઘરમાં રહીને પણ બાળકો માટે સદા હાજર રહીને પણ રોજી-રોટીના ઘણાં કામો જો જરૂર હોય તો કરી શકે છે. બાકી જો ધનનું ગાંડુ આકર્ષણ હશે, આખી દુનિયાના વૈભવનું આકર્ષણ હશે તો પણ સર્વિસ અને કમાણી કરતી સ્ત્રીઓને તે મળવાના નથી. અરે ! પ્રત્યેક પુરૂષને પણ મળવાના નથી.



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

માતાની અસર એક હજાર શિક્ષક જેટલી હોય છે. ભણેલી-ગણેલી માતા એક કોલેજીયન કે પ્રોફેસર થઈને પોતાની કેરિયરને સફળ કરવા માંગે તેના કરતાં તો પોતાના બાળકો કે આજુ-બાજુવાળાના બાળકોને જ્ઞાન અને સંસ્કાર આપવાનો યજ્ઞ શરૂ કરે તો એ જ કેરીયરની વધુ સફળતા છે. તમે સ્ત્રી બનો, વિશ્વસુંદરી બનો, સેક્રેટરી બનો કે પ્રોફેસર બનો તેના કરતાં તમારા સ્નેહ-સંસ્કાર અને શિક્ષણ પામેલા, ગમે તેવી ઉન્નત પોઝીશન પામેલા બાળક આ **"મારી મા"** છે. એમ કહીને તમારા ચરણને પોતાના હર્ષાશ્રુથી ભીંજવે, એ વધુ શ્રેષ્ઠતમ સફળતા છે.

બસ, બાલિકાના તપોવનો બને અને પ્રત્યેક બાલિકા એક 'વિશ્વમાતા' બનીને સફળ થાય... એજ પ્રભુને પ્રાર્થના...



**સાચો પ્રેમ ત્યારે શરૂ થાય છે,**
**જ્યારે બદલામાં કોઈ અપેક્ષા**
**નથી હોતી...**



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# ચય સોગ મલ્લં



આજે દશવૈકાલિક સૂત્ર પર વિચાર કરીએ. આ સૂત્રની રચનાનો ઈતિહાસ જ કહે છે કે આ સૂત્ર એક રસાયણ છે. માત્ર છ જ માસમાં આગમનો અર્ક પમાડવા માટેનો આચાર્ય શય્યંભવસૂરિનો આ મહાન પ્રયોગ છે. મનકને તેઓ ભારેખમ વસ્તુથી ભરી દેતા નથી. મનકને તેઓ જટિલ દ્રવ્યાનુયોગ અને ગણિતાનુયોગમાં લઈ જતા નથી પણ એક માતૃત્વની વાત્સલ્યધારા વહાવી ચરણકરણાનુયોગ તરફ લઈ જાય છે. આ અમૃતધારાની એક ધાર પર વિચાર કરીએ. શાસ્ત્રમાં કહ્યું 'ચય સોગ મલ્લં' સુકુમારતાને ત્યજી દો. કેવી મનોહર વાત છે. ઈન્દ્રિયોને સુકુમારતા ખૂબ ગમે છે. જરા પણ પ્રતિકૂળ અસર પેદા કરે તેવા પદાર્થોથી ઈન્દ્રિયો ભાગવા માંડે છે.

આપણા દેહનો કોઈ પણ ભાગ એવો નથી જે ઈન્દ્રિય ન હોય. સ્પર્શેન્દ્રિય આખા શરીરમાં ફેલાયેલી છે. આ સ્પર્શેન્દ્રિય આપણી સાથે અનાદિકાળથી જોડાયેલી છે. બીજી ઈન્દ્રિયોનો સંબંધ તો અનાદિથી જ છે માટે સ્પર્શેન્દ્રિયના સુખને અબ્રહ્મ કહેવામાં આવ્યું છે. આ અબ્રહ્મને જીતવાની મહાન સાધના બ્રહ્મચર્ય છે. માટે શાસ્ત્રકારો કહે છે, તમે કોમળતાનો ત્યાગ કરો. એના પહેલાનો શબ્દ છે. **'આયાવયાહિ'**. તમે આતાપના કરો. તાપ બાળી જ નાખે છે તેવો એકાંત નથી. માટીના

ઘડાને તાપ પકવે છે. તાપમાં આતાપમાં આપણા શરીરને અને ઈન્દ્રિયોને પકવી દેવાની તાકાત છે. અને મન પણ આ આતાપનાથી પાકું બની જાય છે. આમ જોઈએ તો તાપ એ વિનાશ નથી વિકાસ છે. આ વિકાસ માટે જરૂરી છે કોમળપણાનો ત્યાગ. તપ કર્યા પહેલા તપની વાતની ગભરામણ મનની કોમળતા છે. આ કોમળતાને છોડો. શક્તિ પ્રમાણે રોજ ઈન્દ્રિયને કેળવો. ઈન્દ્રિયને અનુકૂળ આપવું બંધ કરો. ઈન્દ્રિયને ધીમે ધીમે પણ પ્રતિકૂળતાના પાન કરાવો. સુકોમળતા તૂટશે, અને મન પાકું બનશે. કોમળ શાલિભદ્રના રાજગૃહ પરના સંથારાને યાદ કરો, તમને લાગશે કે વૈરાગ્યનો તાપ ઈન્દ્રિય અને શરીરનો નાશ નથી કરતો પણ ઈન્દ્રિય અને શરીરને મજબૂત બનાવે છે. ગુજરાતીમાં કહેવાય છે કસાયેલું બનાવે છે.

શરીર, મન અને આત્માને કસાયેલો બનાવવો હોય તો સુકુમાળતાનો ત્યાગ કરો.



કોઈ પણ કામને સારી રીતે
અને સુંદરતાપૂર્વક કરવા માટે
માનવીએ એ કામને
જાતે કરવું.



# गते...पि वयसि ग्राह्या, विद्या सर्वात्मना बुधै: यद्यपि स्यान्नफलदा, सुलभा सा...न्यजन्मनि ॥



ઘણા લોકોનું એવું માનવું હોય છે કે જ્ઞાન તો નાની વયમાં જ ભણાય ઉમ્મર વીતી કે વાત પતી ગઈ. પચાસ-સાઈઠ વર્ષના થયા એટલે નવું કંઈ ભણાય કે શીખાય નહિ અને ભણીએ તો જ્ઞાન ચઢે પણ નહિ.

પણ નાના-મોટા સહુને અનુકરણીય બની જાય એવો આદર્શ અઢાર દેશના અધિપતિ કુમારપાલ મહારાજાએ આપણને આપ્યો છે.

પચાસ વર્ષની વયે તેઓએ સંસ્કૃત ભણવાનો પ્રારંભ કર્યો હતો. આ શ્લોકનો મર્મ પણ એ જ છે કે ઉમ્ર ગમે તેટલી વીતી જાય પણ અભિનવ જ્ઞાનની પ્રાપ્તિ તો નિરંતર થતી જ રહેવી જોઈએ.

વીસસ્થાનકમાં અભિનવજ્ઞાનની આરાધનાને તીર્થંકર નામકર્મ નિકાચિત કરવાનું એક સ્થાન બતાવ્યું છે.

ઘણી વખત આપણે જોતાં હોઈએ છીએ કે નાના ભૂલકાઓ રમતાં-રમતાં બે જ મિનિટમાં ગાથા કરી લેતાં હોય છે. તેનું કારણ એ જ હોય છે કે મોટી ઉંમરમાં પણ પ્રાપ્ત કરેલું જ્ઞાન એળે નથી જતું. પણ અન્ય જન્મ માટે સુલભ બની જાય છે.

એટલે જ્ઞાનની પ્રાપ્તિ વર્તમાન જીવનને તો સફળ બનાવે જ છે અને સાથે સાથે અન્ય જન્મમાં જ્ઞાન, સંસ્કારની સિદ્ધિ અર્પે છે...!



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

ઉપા. યશોવિજયજી મ.સા.નો બાળપણથી એવો તીવ્ર જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ હતો કે સંસારીપણામાં માત્ર ૪-૫ વર્ષની ઉંમરે માતાની સાથે પૂજ્ય ગુરુદેવના મુખેથી ભક્તામર સ્તોત્રનું શ્રવણ કરતાં કરતાં કંઠસ્થ થઈ ગયું હતું.

શાસ્ત્રમાં જ્ઞાનની મહત્તા બતાવતાં જણાવ્યું છે કે ક્રોડો વર્ષની આરાધનાથી અજ્ઞાની જે કર્મ ન ખપાવે તેવા કર્મને જ્ઞાની શ્વાસોશ્વાસ માત્રમાં ખપાવી શકે છે. માટે જ કહ્યું છે જ્ઞાન હશે તો જ જીવદયાનું ઉત્તમ પાલન કરી શકાશે.

ક્રિયામાં આનંદની અનુભૂતિ જ્ઞાનના માધ્યમે જ થાય છે.

ક્રિયામાં ભાવોર્મિ જ્ઞાનને જ આભારી છે.

જીવનમાં પ્રસન્નતાનો પમરાટ જ્ઞાનનું જ ફળ છે.

સદ્‌ગુણોની સુવાસ ફેલાવનાર જ્ઞાન જ છે !

**'જ્ઞાનસ્ય ફલં વિરતિ'**

જ્ઞાનના ફળરૂપે વિરતિનો સ્વીકાર કરી અનેક પુણ્યાત્મા પ્રગતિને પંથે સંચર્યા છે. તમે પણ જ્ઞાનની પ્રાપ્તિ માટે સુયોગ્ય ઉદ્યમ કરો... અને જીવનને પ્રકાશમય બનાવો.



**વાત્સલ્યભાવ દોષોને ગળી જાય છે, મિત્રતાભાવ દોષોને સહી લે છે. પ્રેમભાવ દોષોને જોતો જ નથી.**



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



घृष्टं घृष्टं पुनरपि पुनश्चंदनं चारुगंधं,
छिन्नं छिन्नं पुनरपि पुनः स्वादु चैवेक्षु खण्डम् ।
दग्धं दग्धं पुनरपि पुनः कांचनम् कान्त वर्णं,
न प्राणान्ते प्रकृति विकृति जायते चोत्तमानाम् ॥



આ વિશ્વમાં ચાર પ્રકારના માનવો જોવા મળે છે : (૧) પોતે સુખી રહી બીજાને સુખી કરે છે. (૨) પોતે ગમે તેટલા દુઃખી હોય છતાંય બીજાને સુખી કરે છે. (૩) પોતે સુખી થવા માટે બીજાને દુઃખી કરે છે. (૪) પોતે દુઃખી હોવા છતાંય બીજાને દુઃખી કરે છે.

જરા ચિંતન કરો, ગહનતાથી મનન કરો...

આપણી શું દશા છે ? આપણો કેવો સ્વભાવ હોવો જોઈએ ? ભલે, આપણે ગમે તેટલા દુઃખી હોઈએ, ગમે તેટલું કષ્ટ ભોગવતા હોઈએ, પણ આપણે આપણી પ્રકૃતિ, સ્વભાવને ન જ છોડીએ. એવો આપણો સ્વભાવ હોવો જોઈએ.

એક એવા મહાત્માને હું જાણું છું કે જ્યારે કોઈ તેમના ઉપર ગુસ્સો કરે, જ્યારે કોઈ તેમનું કહ્યું ન માને, કહે તેનાથી વિપરીત વર્તન કરે, ત્યારે તે મહાત્મા ઠપકારૂપે એટલું જ કહે, 'અરે ! તારું ભલું થજો.' કદી પણ અપશબ્દ ન બોલે. 'તારૂં સત્યાનાશ થાજો - તું દુર્ગતિમાં જજો,

તારી પણ અવદશા થશે' તેવું ના કહે. કારણ, મહાત્મા સમજે છે કે જો સામેની વ્યક્તિ સમજદાર હોય તો ભૂલ ના જ કરે અને બે સમજ હોય તો એને કહીને પણ કોઈ ફાયદો થતો નથી.

ઉપરોક્ત શ્લોકના કર્તા પૂછે છે કે તમે ચંદનનાં લાકડાંને પથ્થર સાથે ઘસાઈ જતું જોયું નથી ? ખરબચડા પથ્થર સાથે ઘસાઈને લાકડું એકદમ પાતળું થઈ જાય છે, પણ, શું એ સુગંધ આપવાનું બંધ કરી દે છે ? અરે, વિશેષમાં તો તેને જેમ જેમ ઘસો છો, તેમ તેમ વધુને વધુ સુગંધ આપે છે.

'મહાપુરૂષો મારનારને મારતાં નથી, પણ તારે છે !'

કવિનો પ્રશ્ન છે : શેરડીના સાંઠા એક-બે નહીં, પણ તમારે જરૂર હોય તેટલા પચાસ કે સો ટુકડાં કરો. પરંતુ શેરડી જેમ જેમ કપાતી જાય છે, તેમ તેમ પોતાની મધુરતાને વધારતી જ જાય છે.

સજ્જન મહાત્માઓ બીજા શું કરે છે - તે જોતા નથી. પોતે શું કરે છે એ જ જુએ છે. પોતાનો સ્વભાવ ભલું કરવાનો છે, તેમાં કોઈપણ કોમ્પ્રોમાઈઝ કરતાં નથી.

કવિ ફરી ઉદાહરણ આપે છે કે, સોનાને તપાવતાં જ જાઓ, જરા- પણ કાળું પડતું નથી. પરંતુ પોતાના પીળા રંગને ઝગમગાવે છે.

બસ, પ્રકૃતિના શુભતત્ત્વો અનેક પ્રતિકૂળ પરિસ્થિતિમાં પોતાનો સ્વભાવ છોડતાં નથી, તો માનવે પોતાની પરોપકારની, ભલાઈની, બીજાનું હિત સાધી આપવાની, બીજાને સુખી કરવાની પોતાની પ્રકૃતિને છોડવી ન જ જોઈએ.

ઉત્તમતા બીજાને દુઃખી કરવાથી નહીં, પણ બીજાના દુઃખોને દૂર કરીને તેમને પણ સુખી કરવાથી જ આવે છે.

બસ, "ઉત્તમ બનીને ઉત્તમ જીવન જીવો..."





J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# पद्मावती जयति शासन पुण्यलक्ष्मी



**આરાધના શીઘ્ર ફળ આપે છે :**

પુરૂષાદાનીય પાર્શ્વનાથ ભગવાનનો મહિમા અપરંપાર છે. અમને પ્રાપ્ત થયેલ એક યાદીમાં વિવિધ સ્થળના પાર્શ્વનાથના ૧૦૦૮ નામો છે. આ સિવાય પણ પૂર્વાચાર્ય ભગવંત શ્રી કલ્યાણસાગરસૂરિએ પાર્શ્વનાથ ભગવાનના ગુણમય ૧૦૦૮ નામો બનાવ્યા છે. આ સિવાય પણ મંત્રાધિરાજ કલ્પનાકર્તા પૂ. સાગરચંદ્રસૂરિ મ.સા.એ અત્યંત ગુણમય ૧૦૮ નામો પાર્શ્વનાથ ભગવાનના સૂચવ્યા છે. લગભગ ૧૦૮ તીર્થો પણ પાર્શ્વનાથ ભગવાનના નામથી વિખ્યાત બન્યા છે. હજી પણ અનેક ગુણમય નામોથી પાર્શ્વનાથના તીર્થો બનતા જાય છે. આમ થવાના અનેક કારણો બતાવવામાં આવ્યા છે. પાર્શ્વનાથ ભગવાનનું આદેય નામકર્મ જોરદાર હતુ. તેમ પણ કહેવાયું છે. પાર્શ્વનાથ ભગવાનના ૫૦,૦૦૦ સાધુ-સાધ્વીજી દેવલોકમાં ગયા છે, તેઓ તેનો મહિમા કરે છે. ક્યાંક એવું પણ વાંચ્યાનું ખ્યાલમાં છે કે નાગરાજ ધરણેન્દ્રએ પાર્શ્વનાથ ભગવાનની ભક્તિ કરનાર શ્રાવકને સહાય કરવાનું વચન આપ્યું છે. આમ, પ્રભુ પાર્શ્વનાથ ભગવાનનો મહિમા અપરંપાર છે, એ વાત નિર્વિવાદ છે.

જેવો મહિમા પ્રભુ પાર્શ્વનાથનો તીર્થંકરોમાં ગવાય છે તેવો જ ચોવીશ ભગવાનના અધિષ્ઠાયકોમાં પદ્માવતી માતાનો મનાયો છે. શ્રી પાર્શ્વચંદ્રગણિ એક મહત્ત્વપૂર્ણ વાત કરી રહ્યા છે કે, વર્તમાન પદ્માવતી માતાજીનો જીવ એક જ ભવમાં મોક્ષે જનાર આત્મા છે. આરાધકોનો

અનુભવ એવો છે કે માતાજીની આરાધના શીઘ્ર ફળ આપે છે. એક પૂર્વાચાર્યએ તો પદ્માવતી માતાને 'ત્રૈલોક્યાધિપતિ' કહેલ છે. મંત્રવેત્તાઓ પાસેથી આનું રહસ્ય સમજવા જેવું છે. આ પદ્માવતી માતાના પણ ૧૦૦૮ નામો મળે છે. અને જગન્મંગલ સ્તોત્રમાં તો તેમના ૧૦૮ નામો ખૂબ ભાવપૂર્વક બતાવ્યા છે.

**દરેક કાર્યોમાં પુણ્યલક્ષ્મી બનીને...**

શાસ્ત્રકારોએ સમ્યગ્દષ્ટિ દેવોની આરાધના માટે તેમના ત્રણ ગુણોને મુખ્ય માન્યા છે : **(૧) શાસનનું વૈયાવચ્ચકારીપણું (૨) આરાધક માટે શાંતિપ્રદાનપણું (૩) સમ્યક્દષ્ટિ આત્માઓને સમાધિ પમાડવાનું સામર્થ્ય.** આ ત્રણ વાતો પદ્માવતી માતાના આરાધકોના જીવનમાં ઓછા-વત્તા અંશે પ્રત્યક્ષ થતી દેખાય છે. આવી મહાન શક્તિઓની પ્રતીતિથી પૂર્ણતયા પ્રભાવિત થનારા એક મહાત્માએ પદ્માવતી માતાને **'શાસનની પુણ્યલક્ષ્મી'** રૂપે કહ્યાં છે. પ્રાયઃ આનો ઉલ્લેખ કોઈ પણ અધિષ્ઠાયક માટે ભાગ્યે જ થયો છે.

પદ્માવતી માતા શાસનના દરેક કાર્યોમાં પુણ્યલક્ષ્મી બનીને પ્રત્યક્ષ કે પરોક્ષ રૂપે સહાય કરે છે.

પંડિત વીરવિજયજી મ.સા.ના સમયમાં નીકળેલ સંઘયાત્રા દરમ્યાન મારીનો ભયંકર ઉપદ્રવ હતો, પણ માતા પદ્માવતીના પ્રભાવથી સંઘની એકપણ વ્યક્તિ મારી રોગમાં ફસાઈ નહીં અને હેમખેમ સંઘ પૂર્ણ થયો.

શાસન પ્રભાવનાના અમારા કાર્યોમાં પણ પદ્માવતી માતાની સહાય અદ્ભુત રીતે થઈ છે અને સાક્ષાત્ અનુભવી છે.

અત્રે એટલું જ કહેવાનું કે, શાસન કાર્યો કરવા જ હોય તો પ્રભુ પાર્શ્વનાથની ભક્તિપૂર્વક માતા પદ્માવતીની ઉપાસના અનિવાર્ય છે.

વાચકો સ્વયં અનુભૂતિ કરે અને દિવ્યતા મેળવે.





# एगो ऽहं नत्थि मे कोई, नाह मन्नस्स कस्सइ ।
# एवं अदीण मणसो, अप्पाणं अणुसासइ ॥



સાત-આઠ વરસનો છોકરો બકરાનું ટોળું લઈને ચરાવવા નિકળે છે, એક નાનો મોનીટર આખા વર્ગનું ધ્યાન રાખે છે, એક સોલ્જર આખા સૈન્યને બરાબર ચલાવે છે. કારણ, આ બધા અનુશાસન કરે છે. કોઈને પણ શિસ્તમાં રાખવા, કોઈને પણ મર્યાદામાં રાખવા, કોઈને પણ વાસ્તવિકતામાં રાખવા, કોઈને પણ ભ્રમમાં ન રહેવા દેવા, કોઈને પણ માર્ગમાં રાખવા, કોઈને પણ ઉન્માર્ગમાં ન જવા દેવા એ અનુશાસન છે. સંથારાપોરિસીની આ ગાથા આપણને અનુશાસન કરવાનું કહે છે, આ અનુશાસન કોઈ બહારની વ્યક્તિ કે પરિસ્થિતિનું અનુશાસન નથી, અહીં તો કહેવાયું છે **"અપ્પાણં અણુસાસઇ" - આત્માનું અનુશાસન કરો.** આત્માના અનુશાસનની ભાવના આમ તો ચોવિસે કલાક કરવા જેવી જ છે, પણ રાત્રિના સમયે જ્યારે જાણે આપણે ચેતન દશામાંથી કોઈ અચેતન દશામાં જઈ રહ્યા છીએ ત્યારે ખાસ કરવા જેવી છે.

લગભગ આપણી પાંચેય ઈન્દ્રિયો પોતાના ઉધામાં બંધ કરી દેતી હોય છે, મન પણ જાણે સંપૂર્ણ આરામમાં જવાનું હોય તેવી દશાને નિદ્રાદશા કહેવાય છે. મન આરામ લે છે, વિદાય થઈ જાય છે,

પણ અચેતન મન જાગૃત થઈ જતું હોય છે. આવા અચેતન મનને જે સૂચના આપવામાં આવે છે તે સફળ થઈ જાય છે. આવી સૂચનાઓ જાણે કાયદો બની જાય છે. આવી સૂચનાઓ તુરંત અમલમાં આવી જાય છે.

**'સંથારા પોરિસીની પ્રાર્થના જગતની અદ્‌ભુત પ્રાર્થના છે.'** જો આ ભાવ ખરેખર પેદા થઈ જાય તો આપણી રાત્રિ એવી સુંદર રીતે પસાર થાય કે, સવારમાં ઉઠતાની સાથે જ આપણામાં ચૈતન્યનો થનગનાટ થતો દેખાય.

હવે, વાત આત્માના અનુશાસનની છે.

શાસ્ત્રકારો આત્માના અનુશાસન માટે એક ભાવના બતાવે છે. "હે આત્મન્ તું વિચાર કર, તું એકલો છે."

સામગ્રીઓ, સ્વજનો અને પરિજનોની વચમાં મહાલતા બેસી રહેલા આપણને કોઈ એકલો કહે, ત્યારે આશ્ચર્ય થાય છે. આપણે જીવીએ છીએ, પણ આપણી જીવનક્રિયા પરાધીન છે. દેહ વિના જીવન શક્ય નથી, આહાર વિના દેહ શક્ય નથી, આહાર-વ્યવહાર ઉત્પાદન વિના શક્ય નથી, કોઈ વ્યક્તિનો વ્યવહાર આહાર વિના થતો નથી. અને આમ આપણે ક્રોડો વ્યક્તિઓને જાણતા થઈ જઈએ છીએ. લાખો વ્યક્તિથી પરિચિત થઈએ છીએ. હજારો વ્યક્તિના ગાઢ સંપર્કમાં આવી જઈએ છીએ. કેટલાંક વ્યક્તિઓ સાથે એવા બંધનમાં બંધાઈ જઈએ છીએ કે, એને જરાવાર ન જોઈએ તો અકળાઈ જઈએ છીએ. આ વ્યક્તિ સાથે આ મારો પ્રેમ હવે ક્યારેય છૂટો ન પડે એવા કલ્પનાના મિનારા ઊભા કરી દઈએ છીએ.

બસ, આ જ ચક્કરમાં લાગેલા એવા આપણા આત્માને શાસ્ત્રકારો કહે છે, હવે બધા ખેલ ભૂલી જાઓ. 'એગોડહં' હું એકલો જ છું. આપણે આપણાં અસ્તિત્વને દેહ, સ્વજન, ધન, વૈભવ,

સંપત્તિમાં એવું ફસાવી દીધું છે કે આ બધાથી હું જૂદો છું, એકલો છું, એવું મન માનવા તૈયાર થતું નથી, પણ એક પળે આ બધું જ છોડીને વ્યક્તિને જવું પડે છે અને જ્યારે ખબર પડે છે કે હવે આ બધું છોડીને જવાનું છે ત્યારે એક દીનતા, એક લાચારી, એક વિવશતા સામે આવી જાય છે. આંખો અશ્રુથી ભરાઈ જાય છે, મુખ પર ભયંકર ગ્લાની આવી જાય છે, કોઈ રસ્તો એવો દેખાતો નથી કે, આ બધાની સાથે જ કાયમ અહીં જ રહેવાય, માટે જ આત્માનું અનુશાસન એ સત્યનું શાસન છે.

વારંવાર યાદ રાખવાનું છે, પ્રતિક્ષણ યાદ રાખવાનું છે કે, **'હું એકલો જ છું, મારૂં કોઈ નથી, મારૂં કશું નથી અને હું પણ કોઈનો નથી.'** આવા ભાવો જીવનમાં જ્યારે નિષ્ફળતા મળે કે, જ્યારે આપણા સાથીઓ સાથ ન આપે, બધા સગાઓ જ્યારે બહાના કાઢી છૂટી જતા હોય ત્યારે અવશ્ય જીવન દીનતાભર્યું બની જાય છે. પણ શાસ્ત્રકારો કહે છે, આ આત્માનું અનુશાસન નથી, પણ દુઃખાનુશાસન છે, આ તો વિષાદનું શાસન છે, આ તો પરાધીનતાનું શાસન છે. પણ આત્મા વાસ્તવિકતાના ધ્યાનમાં આવે છે, આત્માના મહાન સ્વરૂપને સમજે છે, ત્યારે હું એકલો છું, મારે કોઈ નથી એમ બોલતા અને એ રીતે વિચારતા દર્દ પેદા થતું નથી, પણ એક મસ્તી પેદા થાય છે, આત્મસ્વરૂપનો આનંદમય સ્વીકાર થાય છે, વાસ્તવિકતાનો સ્વીકાર થાય છે. **હું પૂર્ણ છું અને મારે કોઈની જરૂર નથી.** મારે કોઈની પરવાહ નથી એવી મસ્તી જાગે છે, લાચારી નહીં, પણ પરમશાંત મગરૂરી પેદા થાય છે. બસ, ચોવીસ કલાક આવું અનુશાસન ચાલે તો દુઃખ જેવી ચીજ દુનિયામાં આપણા માટે ન રહે...





J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# सदयं हृदयं यस्य, भाषितं सत्य भूषितम्
# कायः परहितो यस्य, कलिस्तस्य करोति किम् ?



કંઈ પણ ખરાબ થતાં માનવ તરત બૂમ પાડે છે, આ પંચમ આરો છે, આ કલિકાલ છે, આમાં આવું જ ચાલે, અમારૂં કંઈ ચાલી શકતું નથી, પણ...

આ મહાકવિ કહે છે, કલિકાલ તારો વાળ પણ વાંકો નહીં કરી શકે. માત્ર તારે ત્રણ વાત પર ધ્યાન આપવાનું છે : **(૧) હૃદય હંમેશાં દયાવાળું રાખ. (૨) વાણી હંમેશા સત્યથી શોભિત રાખ. (૩) તારા શરીરને હંમેશા પરહિતમાં જોડેલું રાખ.** આમ, તારા મન-વચન અને કાયામાં એક મહાન પવિત્રતાનો પ્રવેશ થશે.

આજે પણ લોકોને કહેવું પડે છે, **'ભોળાના ભગવાન છે'**, એકવાર દયા, સત્ય અને પરોપકાર મનમાં આવી જશે, એટલે ચમત્કાર થશે. બીજા લોકો બીજાની જોડે ગમે તેવી ખરાબ પ્રવૃત્તિ રાખતા હશે, પણ તમારા પ્રત્યે મહાનુભાવની જેમ જ વર્તશે. ખરાબમાં ખરાબ કામ કરનારો પણ કહેશે બીજાની વાત જુદી છે. આ ભલા માણસને હું જરાય તકલીફ ન આપું.

ઘણા માણસો આવું વાંચીને આવા ગુણો આવી ગયા છે તેમ વર્તવા માંડે છે, પણ એમનું ખરાબ થતું હોય છે, અહિત થતું હોય



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

છે, પણ તેઓ સારૂં પરિણામ જોવા માટે આમ કરતા હોય છે. માટે સંપૂર્ણ ફળ પામી શકતા નથી. તેઓ દેખાવ માટે સારૂં કામ કરતા હોય છે.

કવિ કહે છે, કોઈને દેખાડવા માટે સારૂં નથી કરવાનું, પણ સારૂં કરવાનો સ્વભાવ બનાવવાનો છે. નવા બુટની માફક કદાચ તમને શરૂઆતમાં કંઈ ડંખ લાગશે, પણ તમારો સ્વભાવ જ દયાળુ, સત્યવાદી અને પરહિત કરનારો હશે તો જીવનમાં ઉત્તરોત્તર આનંદની પ્રાપ્તિ થતી જ જશે.

**પરિવારો તો એકબીજાના આશ્રય વગર ટકે જ નહીં.**

જો આ વિશ્વને સુરક્ષિત રાખવું હશે, તો માનવો પ્રત્યે નહીં, પણ સમગ્ર જીવસૃષ્ટિ પ્રત્યે દયા રાખવી જ પડશે. પર્યાવરણને દુષિત થતાં અટકાવવું પડશે. આતંકવાદને અધ્યાત્મવાદ અને અહિંસાવાદ તરફ લઈ જવો પડશે.

જગતમાં તમામ વ્યવહારોને સફળ બનાવવા હશે, શીઘ્ર પરિણામી બનાવવા હશે તો જરૂરથી સત્યનું અવલંબન લેવું જ પડશે.

વર્તમાન વિશ્વ એક પરિવાર જેવું બનતું જાય છે. વિશ્વના એક છેડે જે બને છે તે પળવારમાં વિશ્વના બીજા છેડે દેખાઈ જાય છે. પરિવાર તો એકબીજાના આશ્રય વગર ટકે જ નહીં માટે પરોપકાર અનિવાર્ય જ છે.

જગતને સુધારવું હશે તો પ્રથમ જાતને સુધારવી પડશે. આજથી અને હમણાંથી જ સુંદર વિશ્વની સજાવટ માટે પ્રયત્નશીલ બની જઈએ...





J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# તસ્મૈ શ્રી ગુરવે નમઃ



**અંકાઈ ગઈ છે :**

બાવન વર્ષ પહેલાની વાત છે. ત્યારે મારી દીક્ષા થઈ ન હતી. મુમુક્ષુભાવમાં હતો. ગોરેગાંવથી શાન્તાક્રુઝ રોજ અવર-જવર કરતો હતો. એક બપોરે મને મારા ગુરુદેવ વિક્રમસૂરીશ્વરજી મહારાજાએ એમના ગુરુદેવ લબ્ધિસૂરીશ્વરજી મહારાજાની એક તસ્વીર બતાવી. એ તસ્વીરનું વર્ણન કરતાં પૂ. ગુરુદેવ વિક્રમસૂરિ મહારાજ ગળગળા થઈ ગયા. એમની એ વખતની મુદ્રા મારા માનસપટ પર અંકાઈ ગયેલી છે. આજે પણ એ મુખમુદ્રાનું વિશ્લેષણ કરૂં છું તો તેમાંથી ટપકતી અનન્ય ગુરુભક્તિ જ દેખાય છે.

**એક ઇતિહાસ રચી ગયો છે :**

એક તસ્વીર જોઈને ભાવવિભોર થનાર મારા ગુરુદેવે ગજબનો ગુરુસ્નેહ કેળવ્યો હતો. આ સ્નેહમાં લાગણીની વેવલાશ ન હતી. આ સ્નેહમાં ગુરુ સમર્પણ ભાવનો એક આનંદ હતો. આજ ભલે બંનેય મહાપુરુષો સંસારમાં નથી, પણ એ ગુરુશિષ્યનો સમર્પણભાવ એક ઈતિહાસ રચી ગયો છે. એ પછી તો પૂજ્ય ગુરુદેવ વિક્રમસૂરિ મ.સા. ના મોઢે લબ્ધિદાદાની અનેક વાતો સાંભળી છે.

**પ્રારંભ પણ નથી કર્યો :**

અરે ! પહેલી જ ગુણાનુવાદની સભા સવારે ૯-૦૦ કલાકે શરૂ થઈ. પ્રારંભની પાંચ મિનિટનો વક્તા હું હતો. તે પછી પૂ. ગુરુદેવે

ગુણાનુવાદ શરૂ કર્યા... એક વાગી ગયો ! બધા ઉંચા-નીચા થઈ ગયા ! પણ તે વખતે બહુ જ સહજ ભાવે પૂ. ગુરુદેવે કહ્યું હતું, 'મેં તો હજુ ગુણાનુવાદનો પ્રારંભ પણ નથી કર્યો.' સભા વિસ્મિત પામી ગઈ. એ વખતની યાદ મને આવે છે અને મને પણ **તસ્મૈ શ્રી ગુરવે નમઃ** નો ભાવ જાણે ઘેરી લે છે.

**ભાવો ફેલાઈ ગયા છે :**

એક શિષ્યનું આવું સમર્પણ કોઈ ત્રિરાશી મૂકવા નથી દેતું. જ્યારે જ્યારે પણ ગુણાનુવાદ પૂ. ગુરુદેવે કર્યા છે, અમારી નસે-નસમાં જાણે **"તસ્મૈ શ્રી ગુરવે નમઃ"**ના ભાવો ફેલાઈ ગયા છે.

**છવાઈ ગયો છે :**

મને લાગે છે કે, મારામાં એક વર્ષ સુધી શતાબ્દિ ઉજવવાના ભાવ કેમ જાગ્યાં ? કોઈએ મને કહ્યું નથી કે કોઈએ મને તે માટે પ્રેરણા કરી નથી, પણ એ લબ્ધિ ગુરુદેવ પ્રત્યે મારા ગુરુદેવનો ભાવ જ અજ્ઞાત રીતે મારા પર છવાઈ ગયો છે. જેણે પોતાના ગુરુને આવું સમર્પણ કર્યું હોય તેમની જન્મ શતાબ્દિ આવી ભવ્ય ઉજવાય એમાં કશુંય આશ્ચર્ય નથી.

**ગુંજતો જ દેખાય છે :**

વર્તમાન શાસન પણ હજી ઉજળું છે. તો આવા ગુરુ પ્રત્યેના સમર્પણ ભાવથી ઉજ્જવળ છે. કેટલાય સુવિનિત શિષ્યો આવી જ રીતે ગુરુની સાથે ઐક્ય સાધી રહ્યા છે. ગુરુના સમર્પણમાં મસ્ત થઈ ગયા છે. **"તસ્મૈ શ્રી ગુરવે નમઃ"**નો રણકાર ત્યાં ગુંજતો જ દેખાય છે. ખરેખર તો સમર્પણ એ જ જીવનનો પરમ આનંદ છે. તેમાંય સાધુપણામાં તો આવો ગુણ આવી જાય એ પરમ આનંદ છે !

**વધુ યાદ કરતા હતા :**

પૂ.દાદા ગુરુદેવ લબ્ધિસૂરીશ્વરજી મ.સા. કાળધર્મ પામ્યા અને પોતાના પર જવાબદારી આવી ત્યારે ગુરુ મ.ને યાદ કરતા હતા, તે કરતા જ્યારે



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

પૂ. ગુરુદેવની કીર્તિ ભારતભરમાં ફેલાઈ ચૂકી હતી, ત્યારે તેથી પણ વધુ પોતાના ગુરુ મ.ને યાદ કરતા હતા. ગુરુની યાદ માત્ર પોતાના કાર્યની સહાય માટે ન હતી, પણ મારા ગુરુદેવની એમના ગુરુદેવ માટેની યાદ ગુરુ સ્મૃતિમાં સમાઈ જવા માટે હતી. અમારામાં પણ આવી ગુરુભક્તિ, ગુરુસ્મૃતિ, ગુરુ સમર્પણ નિરંતર રહ્યાં કરે એ જ પ્રાર્થના છે.

**કૃપા પ્રાપ્ત કરી છે :**

આ શતાબ્દિ મહોત્સવ થવો જોઈએ એવી ભાવના કરી, એવી વાત ઉચ્ચારી અને એ પડતો બોલ ઝડપી લીધો. સાધ્વીવર્યા વાચંયમાશ્રીજી (બેન મ.સા.) એ ! સંયમ પર્યાયમાં આ મારાથી ખાસ્સા મોટા છે. પૂ. દાદા ગુરુદેવ લબ્ધિસૂરીશ્વરજી મ.સા.ની તથા પૂ. ગુરુદેવ વિક્રમસૂરીશ્વરજી મ.સા.ની ખૂબ જ કૃપા પ્રાપ્ત કરી છે. અને આ શતાબ્દિ મહોત્સવના આયોજનમાં સાધ્વીવર્યા વાચંયમાશ્રીજી (બેન મ.સા.) એવા લાગી ગયા કે આવું ભવ્ય આયોજન કેવી રીતે થયું તે ખબર જ ન પડી. તેમણે પણ પોતાના ઉપર ગુરુ વિક્રમસૂરિ મ.ના કરેલા ઉપકારના ઋણને ચૂકવવા એક શ્રમયજ્ઞ જ શરૂ કરી દીધો. એમના મુખેથી ગુરુસ્તુતિ સાંભળતા શ્રાવકો ભાવવિભોર થઈ જાય છે. સહુ એકજ કહે છે, **આવી ગુરુભક્તિ અમે જોઈ નથી.** બસ, એક જ **તસ્મૈ શ્રી ગુરવે નમઃ.**

**અઢળક ગુરુકૃપા વર્ષી છે :**

કેટલાય સાધુઓ માટે મેં એમ કહેતા સાંભળ્યું હતું, “તેમના ગુરુદેવ ગયા હવે એમનું કશું ચાલશે નહીં,” પણ જે જે ગુરુને સમર્પિત હતા તેઓ પર જાણે એવી અઢળક ગુરુકૃપા વર્ષી છે કે લોકો એમના ગુરુ કરતાં પણ તેમને વધારે પ્રભાવશાળી માનવા લાગ્યા છે. ગુરુની કરેલી સેવા કોઈ કાલે નિષ્ફળ જતી નથી. માટે જ વધુ ન કહેતાં પુનઃ એકવાર ઉચ્ચારણ કરીશ **તસ્મૈ શ્રી ગુરવે નમઃ** અને આ ગ્રંથ ચિંતનના લેખને પૂર્ણ કરીશ.





J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# સવ્વત્થ ઉચિયકરણં, ગુણાનુરાગો રઇઅ જિણવયણે ।
# અગુણેસુ અ મજ્ઝત્થં, સમ્મદિટ્ઠિસ્સ લિંગાઈ ॥



**મારામાં સમ્યગ્દર્શન પેદા થયું છે ખરૂં ? :**

સમ્યગ્દર્શન પ્રાપ્ત થાય એટલે સંસાર ભ્રમણનો કાલ નક્કી થઈ જાય. સમ્યગ્દર્શન જો સાત-આઠ ભવ સુધી ટકી રહે તો મોક્ષની પ્રાપ્તિ થાય. આવું સમ્યગ્દર્શન પ્રાપ્ત કરવાની ઈચ્છા કોની ન હોય ? આપણા મનમાં થાય કે કોઈને પૂછી લઈએ કે મારામાં સમ્યગ્દર્શન પેદા થયું છે ખરૂં ? જો કે નિશ્ચયથી તો આનો જવાબ કેવલજ્ઞાની જ આપી શકે ! વર્તમાનમાં આ ભરતક્ષેત્રમાં તો કોઈ કેવલી ભગવંત છે નહીં, દેવ પણ મહાવિદેહ આદિ કોઈ ક્ષેત્રથી કેવલી ભગવંતને અહીં લાવવાનો પ્રબંધ કરતા નથી. છતાંય આવી વિષમ પરિસ્થિતિમાં પણ આપણામાં સમ્યક્ત્વ છે તેવો નિર્ણય કરવાનું કોઈ સાધન તો હોવું જ જોઈએ !

કાર્ય દેખાય એટલે કોઈ કારણ છે એમ માનવું જ પડે. ધૂમાડો થયો છે તો ક્યાંક અગ્નિ હતો તેમ માનવું જ પડે. તેવી જ રીતે સમ્યક્ત્વના ચાર કાર્યો છે. અર્થાત્ સમ્યક્ત્વ પ્રાપ્તિની ચાર નિશાની છે. પહેલા આ નિશાનીના નામ જાણી લઈએ : **(૧) સર્વત્ર ઔચિત્યકરણ (૨) ગુણાનુરાગ (૩) જિનવચનમાં રતિ (૪) અગુણી આત્મામાં પણ માધ્યસ્થભાવ.**



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

કેટલાક શબ્દોના અર્થો અને ભાવો એવા હોય છે કે, જેને વ્યાખ્યામાં બાંધવા અશક્ય જેવા હોય છે. ઔચિત્યકરણમાં પણ આવો જ ભાવ છે. દરેક દ્રવ્ય - ક્ષેત્ર - કાલ અને ભાવ પ્રમાણે ઔચિત્ય અલગ-અલગ રીતે પ્રગટ થતું હોય છે ! પણ ટૂંકમાં કહીએ તો ચાલે, વ્યક્તિ પોતાની ભાવના, માન્યતા અને ધારણામાં દૃઢ રહે છતાંય તે સામેવાળાની બધીય ઉચિત લાગણી અને ભાવનાને પૂર્ણ કરી શકે છે.

**માણસે વિશ્વવલ્લભ બનવું જોઈએ :**

સામાન્ય સર્વ ધર્મ માન્ય રિવાજ એવો છે કે માતા-પિતાને પગે લાગવું જોઈએ !

શાસ્ત્રકારો કહે છે : પરમાત્મા જન્મથી ત્રણ જ્ઞાનથી યુક્ત છે. એમણે માતા-પિતાને વંદન કરીને કશું મેળવવાનું નથી તે છતાંય માતા-પિતાને નમન, વંદન, સેવા ઈત્યાદિ બધું જ કરે. શાસ્ત્રકારો આને ઔચિત્ય કહ્યું છે. ધાર્મિક પ્રવૃત્તિ કરનાર માણસે વિશ્વ વલ્લભ બનવું જોઈએ, બધાને ચાહવા જોઈએ અને બધા પોતાને ચાહી શકે તેવો સ્વભાવ, વર્તન અને ઉચ્ચાર રાખવા જોઈએ!

દરેક માણસની સમક્ષ એક મોટો જન સમુદાય હોય છે. આ સમુદાયમાંથી પોતાના વિચાર જોડે સંમત થનારો વર્ગ બહુ ઓછો હોય છે અને જે સંમત થતાં હોય છે તે પણ સામેની વ્યક્તિના દરેક વિચાર સાથે સંમત નથી હોતા. એટલે આ બધાની સાથે ચાતુર્યતાથી રહેવું પડે છે. આપણી સાચી વાતમાં પણ સંમત ન થનાર વ્યક્તિઓ માટે પણ ઔચિત્ય જાળવવું કપરું કામ છે. છતાંય સાચો સાધક પોતાની અસંમતિ પ્રેમથી દર્શાવીને ઔચિત્યનું સુંદર ઉદાહરણ પૂરૂં પાડે છે ! ન્યાય આપવાનું કામ આવે ત્યારે નિર્દોષતાના પલ્લામાં જ ન્યાય આપવો પડે પણ તે વખતે દોષિતને પણ અભાવ ન થાય એ રીતે મધુર વાત કરીએ તો ઔચિત્યનું પાલન કર્યું કહેવાય.

વાસુદેવના ભવમાં ભગવાન મહાવીરનો જીવ પેલા સિંહને ચીરી નાંખે છે. સિંહને તરફડતો જોઈ પેલો સારથી કહે છે : "હે વનરાજ, તું મરાયો છે એ નક્કી છે ! તારા પ્રાણ હમણાં નીકળી જશે, એ પણ નક્કી છે, પણ તું જરાય મનમાં ઓછું ન લાવતો, તારૂં મૃત્યુ પણ મહાન રાજવીના હાથે જ થયું છે !" સિંહ શું સમજ્યો હશે એ તો ભગવાન જાણે, પણ અંત વખતે કોઈ હૃદયના પ્રેમથી જુએ, સહૃદયતાથી નિહાળે, દિલાસો આપવા પ્રયત્ન કરે એ પણ અનેરૂં ઔચિત્ય છે.

જ્યાં સામાન્ય માનવોને કોઈ માર્ગ દેખાતો નથી, ત્યાં મહા માનવીઓને અને મહાન સમ્યક્ત્વધારીને સુંદર માર્ગ દેખાય છે તે જ ઔચિત્ય છે. આ ઔચિત્ય પછીની બીજી લાયકાત છે ગુણાનુરાગ !

**ગુણાનુરાગ :**

જૈનશાસન સુવિશુદ્ધ ગુણપ્રેમી છે ! આત્માના ગુણો જ્ઞાન, દર્શન, ચારિત્ર, અનંત વીર્ય, અનંત આનંદ ઈત્યાદિ છે. એવા ગુણો જે પરંપરાએ પણ અન્ય ગુણોનું કારણ બને તેને ગુણો જ કહેવાય. માટે જ શાસ્ત્રકારોએ સમ્યક્ત્વની પહેલાની ભૂમિકાને માર્ગાનુસારીતાની ભૂમિકા કહી છે. આવા માર્ગાનુસારીતાના જે ગુણો દેખાય છે, તેના પ્રત્યેનો અનુરાગ એ પણ ગુણાનુરાગ ! માનવ માત્ર અપૂર્ણદશામાં ગુણ અને દોષથી ભરેલો હોય છે ! દોષો આવી જવા પણ બહુ સ્વાભાવિક છે. દોષો કેળવવા બહુ સહેલા છે. ગુણો આવવાની વાત તો દૂર છે, પણ ગુણોને સમજવા અને ગુણોને કેળવવા એ ખૂબ જ અઘરૂં કામ છે. જ્યારે ગુણો આત્મામાં આકાર લઈ રહ્યા હોય છે ત્યારેય પેલા દોષો છૂટ્યા નથી હોતા. પણ ગુણાનુરાગીઓ દોષોની ઉપેક્ષા કરીને ગુણોને જ ગ્રહણ કરે છે. માત્ર ગુણોનો રાગ જ કરે છે એવું નથી, પણ અનેક દોષોથી ઘેરાયેલા પણ જો એકાદ ગુણમાં

આગળ વધેલા હોય એવા આત્માનું એ એવું માનભર્યું સ્વાગત કરે છે કે, પેલા આત્માને સ્વયં પોતાના દોષો તરફ ઘૃણા પેદા થાય છે. ખરેખર સમ્યગ્દૃષ્ટિ જીવ તો આખા જગતના દોષોના દૂરીકરણ માટે જાણે મેદાને પડ્યા હોય છે અને દોષિત આત્માને ગળે લગાડી તેનામાં ગુણોનું આરોપણ કરે છે !

**રાગ - દ્વેષ ન કરો !**

શાસ્ત્રકારોએ આ બે લક્ષણ બતાવ્યા પછી જ **જિનવચનમાં રતિ અને પ્રીતિના ગુણને બતાડ્યા છે.** તેનું એક કારણ એ પણ સમજાય છે કે, જિનવચનમાં રતિ કેળવવી હશે તો ગુણોનો અનુરાગ કેળવવો જ પડશે ! **"સવિ જીવ કરૂં શાસન રસી"**ની ભાવના કરનારા તીર્થંકર પ્રભુના વચનમાં રતિ કેળવવી હોય તો જગતના જીવોમાં મતિ, રતિ અને પ્રીતિ કેળવવી જ જોઈએ ! જિનેશ્વર પરમાત્માનું ત્રિકાલાબાધિત કોઈ વચન હોય તો બે જ વચન છે, "રાગ ન કરો, દ્વેષ ન કરો." આ બે જ વચન પર ચિંતન ચાલે તો નવે તત્ત્વનો સાર સમજમાં આવી જાય. **જગતનો ન તો રાગ કરવા જેવો છે, કારણ જગત જેવું છે તેવું સમ્યગ્દૃષ્ટિએ જાણવું જોઈએ ! જગતનો ન દ્વેષ કરવા જેવો છે, કારણ જગત જેવું છે તેવું જ સ્વીકારવા જેવું છે !** આટલી સાધનાથી સમ્યક્ત્વ ઝળહળી ઉઠે છે. છતાંય શાસ્ત્રકારો એક વાતની પુનઃ યાદ આપે છે. હે આત્મન્ ! તારી ભાવના, માન્યતા અને સુંદર મનોરથોની સામે તારો હળાહળ કોઈ વિરોધ કરે તોય ડરીશ નહીં ! મધ્યસ્થ રહેજે !

**'અગુણેસુ'** એટલે ગુણ અને ગુણીના વિરોધીઓ, દ્વેષના પક્ષપાતીઓ, હંમેશા મહાપુરુષોની વાણીથી વિપરીત બોલનાર અને કહેનાર હોય તો પણ તું મધ્યસ્થભાવ રાખજે ! લોકસ્થિતિએ તો

દેવલોકનું સર્જન કર્યું છે તેમ નરકનું પણ સર્જન કર્યું છે. દેવલોકની સાધના શક્ય હોવા છતાંય લોકો નરકમાં જાય છે તેમ મોક્ષનો મહાનંદ હોવા છતાંય લોકો સંસારમાં ભૌતિક સુખોની લાલસામાં ગળાડુબ હોય છે. આ બધા પ્રત્યે પણ મધ્યસ્થ ભાવ રાખજો ! કોઈ પણ પ્રતિક્રિયા આપશો નહીં ! થાય તો તેના હિતની પ્રાર્થના કરજો, પણ તેવા જીવોને સમજાવવાનો પ્રયત્ન પણ કરશો નહીં.

આવા જીવો બાળક છે, સમજતા નથી, પોતાની વિષ્ટા જ પોતાના શરીર પર ચોપડે છે. તેને ખીજાશો નહીં એ સમજણો થાય એની રાહ જોજો. **"ભવસ્થિતિ પરિપાક થયા વિણ કોઈ ન મુગતે જાય."** એ વાક્યનું દોહન કરતા રહેજો !!



**મન વિનાનાં મિલનમાં**
**મજા ન આવે લેશ...**
**લૂણ વિનાની રસવતી,**
**ખાતા ન આવે ટેશ...**



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# સ્થિતપ્રજ્ઞ



ગીતાજીમાં જણાવવામાં આવ્યું છે કે જૂના થઈ ગયેલા વસ્ત્રોને હંમેશા માટે ત્યજી દઈને નવા વસ્ત્રો હરખથી પહેરવા જેવી જ મૃત્યુની પ્રક્રિયા છે. મૃત્યુ જૂના-નકામા ઘસાઈ ગયેલા જીર્ણ દેહનો ત્યાગ છે. નવા તાજા-તરોજા દેહની પ્રાપ્તિ છે. માટે જ શ્રીકૃષ્ણજીએ ગીતામાં ફરમાવ્યું છે કે **'જાતસ્ય હિ ધ્રુવો મૃત્યુ'** જે જન્મ લે છે. તેનું મૃત્યુ નિશ્ચિત છે એને કોઈ રોકી શકતું નથી માટે તેનો શોક કરવાનો હોય જ નહીં. આ મૃત્યુ નિશ્ચિત છે, તેથી તેનો ડર રાખવાની જરૂરત નથી. ડરપોક માણસ જરા જેટલા કષ્ટ આવે-જરા જેટલો રોગ આવે ત્યારે પોકારી ઉઠે છે-'ઓ ! બાપ ! મરી ગયો' પણ, જેઓએ મૃત્યુનો ડર રાખ્યા વિના મૃત્યુને સ્વીકારી લીધું છે. એ તો કહે છે 'હિંમતે મર્દા તો મદદે ખુદા' તમે મરવાની હિંમત કરી લો તો અગમ્ય સ્થળેથી મદદ આવે અને તમે દરેક કાર્યોમાં સફળ થાઓ.

મૃત્યુના ડર વિશે એક બીજી વાત પણ ખ્યાલ રાખવાની છે કે આપણે ઘણીવાર આપણા પોતાના મૃત્યુથી પણ વધુ આપણા ખાસ સ્વજનોના મૃત્યુથી વધારે ડરીએ છીએ. આપણો સ્નેહ, આપણો રાગ, આપણો પ્રેમ, આપણો મોહ, આપણા સ્વજનોના મૃત્યુને સ્વીકારવા તૈયાર નથી થવા દેતો. માટે જ બીજું એક સત્ય સ્વીકારવું જોઈએ. જેનો સંયોગ છે તેનો વિયોગ અવશ્ય થાય છે. પરસ્પરના સ્નેહ-બંધનો એવા હોય છે કે એક વ્યક્તિ બીજી વ્યક્તિ વગર એક ક્ષણ પણ રહી

શકતી નથી. સતી પ્રથામાં જે પાછળથી દૂષણો આવ્યા એ જુદી વાત છે, પણ મૂળમાં પતિનો વિયોગ સહવામાં આર્ય પત્ની જરાય તૈયાર ન હોતી. પરંતુ કોઈ વ્યક્તિનો સંબંધ સદા.... હોતો નથી. બેમાંથી કોણ પહેલું પ્રભુ પાસે જશે તે નક્કી હોતું નથી અને બંનેય વ્યક્તિને સાથે સારી રીતે મૃત્યુ આવે તેવું શક્ય નથી અને જો બંનેય વ્યક્તિ સાથે મૃત્યુ સ્વીકારી લે તો પણ બંનેને એક બીજાનો વિરહ તો થાય જ. માટે જ સંયોગમાં જેટલી મનની સ્વીકૃતિ કરીએ તેટલી જ સ્વીકૃતિ વિયોગની પણ રાખવી જોઈએ. આવી મનોદશા જૈન શાસ્ત્ર પ્રમાણે સમ્યક્ત્વની પ્રાપ્તિ વિના શક્ય નથી. વૈદિક પરંપરા પ્રમાણે માનવે **'સ્થિતપ્રજ્ઞ'** બનવું જોઈએ. એક રીતે કહીએ તો માનવે જે જે સ્થિતિ-પરિસ્થિતિ આવે, તેને પ્રજ્ઞાથી પરિપક્વતાથી સ્વીકારી લેવી જોઈએ. આમ, આવો ધર્મ એ માત્ર ક્રિયા નથી, હાથ-પગ અને મુખને ગતિમાન રાખવાની જ પ્રવૃત્તિ નથી. પણ મનને દરેક પરિસ્થિતિનો સ્વીકાર કરવા માટે તૈયાર રાખવું. જો, તમે સંયોગને કે સંબંધને ઈષ્ટ માનો છો તો વિયોગને પણ ઈષ્ટ માની તેનો અનુભવ કરવો જોઈએ.

દિવાળીના દિવસોમાં આપણે ત્યાં હિસાબ-કિતાબને સરભર કરી નાંખવાની વાત છે.

બસ, જ્યારે આપણા મનનો હિસાબ-કિતાબ ચોખ્ખો થઈ જાય, ત્યારે જ સાચી દિવાળી પ્રગટે છે.

દીવો પ્રકાશનું પ્રતીક છે.

પ્રકાશ શુદ્ધ જ્ઞાન છે. શુદ્ધ જ્ઞાનમાં મોહ હોતો નથી. મોહવાળું જ્ઞાન ક્યારેય શુદ્ધ હોય નહીં. માટે જ આપણે સનાતન નિયમની સમજનો સ્વીકાર-સાક્ષાત્કાર કરવો જ રહ્યો.

આથી, ધર્મ સત્યનો વિશ્વના શાશ્વત નિયમોનો કોઈપણ જાતના વિરોધ વગર સ્વીકાર કરવો, આશા છે કે આપણે સહુ સહર્ષ સત્યનો સ્વીકાર કરી આપણા વ્યક્તિત્વને અંતરમાં સમાવી દઈએ.





**દાણં દરિદ્દસ્સ પહુસ્સ ખંતિ, ઇચ્છા નિરોહી સુહોઇયસ્સ,**
**તારુણ્ણે ઇંદિય નિગ્ગહો ય, ચત્તારિ એયાણિ સુદુક્કરાણિ.**



**ગૌતમ કુલક :**

પાણીના એક પ્યાલાની કિંમત પૂછવામાં આવી. પૂછનાર સામાન્ય હતો, જ્યારે જવાબ આપનાર મેધાવી હતો. એણે કહ્યું, "મફત મળે.' બીજી વાર પૂછ્યું : "રૂપિયા લાગે છે ? એક રૂપિયો લાગે." પાછો પ્રશ્ન, "ના. હજારો રૂપિયા લાગે. શું હજારો રૂપિયા લાગે ?" પ્રશ્ન આગળ વધ્યો. "બેટા ! પૂરું રાજ્ય આપી દે. તો પણ તેની કિંમત ન મૂલવાય."

બધાં જ જવાબો સાચા છે. સુકાળ હોય ત્યારે, વરસાદ મંડી પડ્યો હોય, ત્યારે મફતમાં પાણી મળે. દુકાળ જેવું હોય ત્યારે એક રૂપિયામાં મળે. ચારે બાજુ રણ જ હોય ત્યાં હજારો રૂપિયા અને પ્રાણ નીકળી જતાં હોય, તે વેળાએ તો વેરાન જંગલમાં જો કોઈ રાજા પાણી વિના તરફડતો હોય તો પૂરું રાજ્ય પણ આપી દે, તો પણ તેની કિંમત ન મૂલવાય.

આ સમજ એટલા માટે છે કે, ચીજની કિંમત ક્યારે છે તે સમજો.

દાન તો બધા કરે છે, પણ જેની પાસે કશું નથી. જે ખરેખર તમામ પ્રકારના અભાવમાં જીવે છે. એ જ્યારે ઉત્સાહથી દાન દે છે ત્યારે એની



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

કિંમત આંકી શકાતી નથી. ખીર તો અત્યાર સુધી સાધુભગવંતોને કરોડો લોકોએ વહોરાવી હશે, પણ પેલા સંગમની ખીરનું દાન મહાન ફળ આપી ગયું. તમારે આવા દાનનો ચાન્સ મેળવવો હોય તો **જીવનમાં પહેલી વખત જે મળી ગયું છે, જેની તમને ખૂબ જ જરૂર હોય, જે તમને ખૂબ જ ગમતી હોય, પછી ફરીવાર તમને એ મળવાની કોઈ શક્યતા ન દેખાતી હોય**, તે વખતે તમે તમામ ચીજને આપી દો. ત્યારે એ દાન નહીં પણ મહાદાન બની જાય છે.

શાલીભદ્રની ઋદ્ધિ ઘણાં માંગે છે. પણ વિચારવાન શાલીભદ્રના પૂર્વભવનું દાન માંગે છે. જેની આર્થિક સ્થિતિ નબળી હોય છે તે ઘણીવાર નિસાસા નાંખતા હોય છે કે, આપણી પાસે ક્યાં એટલા રૂપિયા છે કે આપણે ખર્ચી શકીએ. પણ તેઓ ભાન ભૂલે છે. દાનની કિંમત કેટલા કરોડ કોઈ ખર્ચે છે, એના પરથી નથી થતી, પણ એની પાસે કેટલા છે, તેમાંથી કેટલા ટકાનું દાન કરે છે. તેના પર દાનનું ફળ અવલંબે છે.

**પણ વરદાન છે :**

સમજી લો, તમારી મુડી દશ લાખની છે અને તમે એક લાખ ખર્ચ્યા તો તમારૂં દાન દશ ટકા થયું, પણ જેની પાસે ખાલી પચાસ હજારની મૂડી છે અને પચીસ હજારનું દાન કરે તો તેનું દાન પચાસ ટકા કહેવાય. અર્થાત્ એક લાખના દાનથી પેલાનું પચાસ હજારનું દાન પાંચ ગણું વધારે થયું. માટે ક્યારેય તમારી પાસે ખર્ચવા માટે વધુ રકમ નથી તેનો અફસોસ ન કરતાં. વધુ મોટું દિલ કરો. જે છે તેમાંથી વધુમાં વધુ ટકા આપી દો. પેલા પુણિયા શ્રાવકની માફક કે જેમણે બે ટંક ખાવાનું છોડીને પણ સાધર્મિકની ભક્તિ કરી. **"દાનની સીઝન દરિદ્રતા છે, આર્થિક અસંપન્નતા અભિશાપ નથી, પણ વરદાન છે."**

**પહુસ્સ ખંતિ :**

ઈંગ્લીશમાં કહ્યું છે : ''પાવર કરપ્ટ ધ મેન' સત્તા માણસને ભાન ભૂલાવે છે. સત્તાના જોરમાં ખેંચાઈને પ્રભુ મહાવીરે પેલા બિચારા સંગીત સાંભળનારના કાનમાં શીશું રેડાવી દીધું, પેલા હીટલર જેવાએ લાખો માણસોને રહેંસી નાંખ્યાં, સત્તા જ્યારે આવે છે ત્યારે માનવ ભાન ભૂલે છે, પણ કર્મના ઉદય વખતે પરમાત્મા જેવા કોઈ વીરલામાં સમભાવ આવે છે અને એ જ પ્રભુ મહાવીર મહાસંયમી મહાવીર બને છે.

ત્યારે પેલા સંગમદેવને છ મહિનાના ઉપસર્ગના બદલામાં ક્ષમાના ધોધથી નવડાવી દીધો. મહા-વિરાગી વીતરાગ પ્રભુ મહાવીરની આંખના બે ખૂણા પ્રાયઃ દયાથી છલકાઈ ગયા. એ ક્ષમા અને દયા નહીં પણ મહાદયા હતી. દયા તો કોઈ બિચારા પર કોઈ અસહાય પર આવે, પણ ક્ષમા તો મહાન ગુન્હેગાર મહા અપરાધી તદ્દન અયોગ્ય આત્મા પર પણ વરસી જાય છે.

ધ્યાન રાખજો, નાની પણ તમને મળેલી સત્તા તમારૂં ભાન ન ભૂલાવે. તમારા આશ્રિતો, તમારા દુશ્મનો, તમારા નોકર-ચાકરને તમારી સત્તાનો ચમકારો ના બતાવો, પણ તમારા હૃદયમાં વહેતી ક્ષમાની ગંગામાં સ્નાન કરાવી પવિત્ર કરો.

**ઇચ્છા નિરોહો :**

પુણ્યાઈથી મળે છે સુખ અને ભોગ. પાંચેય ઈન્દ્રિયના દિવ્ય વિષયો ઋદ્ધિ-સિદ્ધિ-સમૃદ્ધિ કોઈ વિરલાને મળે છે. પણ એવા કોઈ વિરલતમ વિરલા હોય છે જેને આ બધી સામગ્રીનો કોઈ મોહ ન થાય. પ્રત્યેક ઈચ્છા એના કાબુમાં જ રહે. ઈન્દ્રિયના વિષયમાં જરાય આસક્તિ ન રહે.


J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

ઈન્દ્રિયો અને મનની અનુકૂળતા ભયંકર વા'વંટોળિયો છે. એમાંથી જે બચી જાય છે, તે ખરેખર ધન્ય છે. ઈન્દ્રિયો યૌવનવયને પામીને ગાંડીતુર બને છે. ભોગ ભોગવવાની અનર્ગલ શક્તિ યૌવન વયમાં હોય છે. યુવાન ના ઈચ્છે તો પણ જાણે ઈન્દ્રિય તેને ઉશ્કેરતી હોય તેવું લાગે છે. તો જે ખરેખર ભોગ તરફ ઠેલાતો હોય તેની તો દશા જ શું થાય ? પણ આવા યૌવનના થનગનાટને નાથનારા ઘણાં હોય છે.

**ઇંદિય નિગ્ગહો :**

યૌવનના પુરમાં ઘસડાઈ ગયેલ શકડાલનંદન સ્થૂલભદ્ર યૌવન અને વિકારને સમજી ગયા અને એવા જ તરુણવયમાં વેશ્યા, એકાંત, માદક ભોજન અને વેશ્યાની આજીજી, આ ચંડાલ ચોકડી ભેગી થવા છતાં એ જ સ્થૂલભદ્ર તારુણ્ય અવસ્થામાં જ ઈન્દ્રિય વિજેતા બન્યા. વ્રતની અને બ્રહ્મચર્યની ખરી સીઝન યૌવન છે. પેલા વિજય શેઠ, વિજ્યા શેઠાણીને યાદ કરો. પેલા પેથડકુમારને યાદ કરો અને ઈન્દ્રિયોના જંગને તરૂણવયમાં જીતવા માટે તૈયાર થઈ જાઓ.



**વ્હેમથી બીજુ મોટું ભૂત નથી, અનુમાનથી બીજું મોટું ઝેર નથી, શંકાથી મોટી કોઈ બીમારી નથી.**



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# પ્રણિધિ-પ્રવૃત્તિ-વિઘ્નજય-સિદ્ધિ-વિનિયોગ-ભેદતઃ પ્રાયઃ ધર્મજ્ઞૈરાખ્યાતઃ, શુભાશય પંચધાડત્ર વિધૌ ॥

(હરિભદ્રીય તૃતીય ષોડશક)



**પ્રણધિ :**

શેઠને પોતાને ત્યાં નોકરીમાં રાખવા એક પાણિદાર માણસની જરૂર હતી. પોતે જ બધાના ઈન્ટરવ્યૂ લેવાના નક્કી કર્યા. એક ચમકતો ચહેરો લાઈનમાં ક્રમથી આવ્યો. શેઠથી પૂછાઈ ગયું - "તમે આ નોકરીથી આખરે શું ચાહો છો ?" પેલા લાઈનમાં ઊભેલા સુમને કહ્યું : 'શેઠ ! સાચું કહું કે સારું કહું ?' શેઠે કહ્યું : 'પહેલા સારું કહે.' સુમને કહ્યું : 'શેઠ, જીંદગીભર વફાદારીથી તમારી સેવા કરવા ચાહું છું.' શેઠે ફરી કહ્યું કે, "હવે સાચું કહે તું શું ચાહે છે ?' સુમને કહ્યું : 'શેઠ, આ તમારી ખુરશી પર બેસવા માંગું છું. અર્થાત્ તમારા જેવો જ બનવા માંગું છું.' શેઠ તેના ચમકતા ચહેરાને-દઢ નિર્ણયને જોઈ રહ્યા તુરત જ નોકરી આપી દીધી.

વાત એ છે કે, કોઈપણ કાર્યનો પ્રારંભ કરો, પૂર્ણાહુતિ સુધીની બધી જ ભૂમિકા તમારા ખ્યાલમાં હોવી જોઈએ. ૧૪૪૪ ગ્રંથકર્તા સૂરિ સાર્વભૌમ હરિભદ્રસૂરિ મહારાજ ધર્મ કરનાર ભાવિકને કહી રહ્યા છે. તારે ધર્મ મેળવવામાંથી ધર્મદાતાર બનવાનું છે તે માટે તેમણે આ ધર્માશયના પાંચ ભેદ બતાવી દીધા છે. ઉપરના શ્લોકને ધ્યાનથી વિચારશો તો ખબર પડશે. ધર્મના પરમાર્થને પામવા આ પાંચ આશયો બતાવ્યા છે : (૧) પ્રણિધિ (૨) પ્રવૃત્તિ (૩) વિઘ્નજય (૪) સિદ્ધિ (૫) વિનિયોગ.

**પ્રણિધિ :**

ધર્મ કરનારે મોક્ષનું જ લક્ષ્ય રાખવું જોઈએ. આ મોક્ષના લક્ષ્યને રાખી સાક્ષાત્ કે, પરંપરાએ જ ધર્મક્રિયાઓ કરીએ તેમાં ધર્મપરિણતિ અને એકાગ્રતા સધાવી જોઈએ. **સ્પષ્ટ લક્ષ્ય, સુંદર પ્લાનીંગ, સમય-નિર્ધાર, આ બધું પ્રણિધિમાં ઉપયોગી છે.** લક્ષ્ય સ્પષ્ટ ન હોય તો પ્રણિધિ બની જ ન શકે. પાંચ લક્ષ્યને પૂર્તિ કરવાનું વ્યવસ્થિત આયોજન જોઈએ. આ બધા કરતા પણ વિશેષ એ છે કે જે ધર્મકાર્ય કરવા ધાર્યું છે, તે કેટલા સમયમાં પૂર્ણ કરવું છે તેનો દૃઢ નિશ્ચય હોવો જોઈએ, વળી, એ પણ વિશેષતા હોવી જોઈએ કે આવા સ્પષ્ટ નિર્ધાર કર્યા વિના જે પ્રવૃત્તિ કર્યા કરતા હોય તેની નિંદા કે તિરસ્કાર ન હોવો જોઈએ. ટીકા, ટીપ્પણ કે અધર્મી પ્રત્યે તિરસ્કાર તમને તમારા લક્ષ્યથી જરૂર દૂર કરી શકે છે. માટે નરસિંહ મહેતાના શબ્દમાં કહીએ તો ચાલે કે, ‘‘આપણે આપણા ધર્મ સંભાળવા કર્મનો મર્મ લઈએ વિચારી.’’

**પ્રવૃત્તિ :**

સુયોગ્ય પ્રવૃત્તિ અને તે તરફની ક્રિયાઓ થવી જોઈએ. **‘જ્ઞાન-ક્રિયાભ્યામ્ મોક્ષઃ’** એ પ્રણિધાન બાદ પ્રવૃત્તિ બતાવી છે. માત્ર આનાથી કોઈ વસ્તુમાત્રની સિદ્ધિ થતી નથી. ઘણીવાર સાધક એક ધર્મસ્થાન માટે પ્રવૃત્તિ કરે છે, પણ વચમાં કોઈ બીજો આવીને બીજી વાત કરે તો મૂળ પ્રવૃત્તિના પ્રયાસમાં મંદતા આવી જાય છે. માટે, બીજી ગમે તેવી ક્રિયા કે ધર્મસ્થાનક હોય પણ તે માટેની ઉત્સુકતા પેદા ન થવી જોઈએ. દસ ઠેકાણે પાંચ પાંચ ફૂટ કૂવો ખોદાયો તો એકમાંથી પણ પાણી ન નીકળ્યું, પણ એક ઠેકાણે ત્રીસ ફૂટ ખાડો ખોદવાથી તો પાણી નીકળ્યું. ઉત્સુકતા પ્રવૃત્તિમાં ચંચળતા લાવે છે, વળી, જે પ્રવૃત્તિ કરવી હોય તેના પણ સાધનો સુંદર, પ્રશસ્ત અને ભવ્ય રાખવા, આખરે, પ્રવૃત્તિ દરમ્યાન મનથી જોડાયેલી વૃત્તિ પણ શુભ હોવી જોઈએ.





J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# વિઘ્નજય



પ્રત્યેક સારા કાર્યોમાં વિઘ્નો આવતાં હોય છે. કેટલાક ભાવિકો વિઘ્નથી હતાશ થઈ જાય છે. વિચારક લોકો વિઘ્ન આવવાથી મજબૂત થાય છે. તેઓ વિચારે છે. પાણીને ઉપરથી નીચે ફેંકી દેવામાં કોઈ પુરુષાર્થની જરૂર નથી રહેતી, પણ નીચેથી ઉપર લઈ જવામાં જ શક્તિની જરૂર પડે છે, એમાં જ પરિશ્રમની અનુભૂતિ થાય છે, એમાં જ સંઘર્ષ થાય છે, એમાં જ વિઘ્ન આવે છે. પણ પ્રણિધાન અને આંતરિક પ્રવૃત્તિથી જોડાયેલો સાધક વિઘ્નોનો જય કરીને જ રહે છે. પ્રત્યેક આફતને કરામતમાં બદલવાનું તે સમજે છે. આવતા વિઘ્નને તે સફળતાના હારરૂપે જુએ છે અને વિઘ્નોનો જય કરીને રહે છે, સફળતાની માળા પહેરે છે. વિઘ્નો કેટલા પ્રકારના હોય તે કહેવું મુશ્કેલ છે, પણ મન-વચન અને કાયાને તકલીફ આપી શકે તેવા અનેક વિઘ્નો આવે છે. પ્રણિધાન આશયવાળા પરમાત્માની શરણાગતિ પણ અવશ્ય સ્વીકારેલી હોય છે અને તેથી તેને વિઘ્નનો કોઈ ડર નથી હોતો. નમુત્થુણં સ્તોત્રમાં પરમાત્માને **'સરણ દયાણં'** કહ્યાં છે. એક ભક્ત કવિ આવા શરણની મસ્તીમાં કહે છે. **'ધીંગ ધણી માથે કીયો રે.'** આવા પરમાત્માને જેમણે માથે કર્યા હોય પછી વિઘ્નનો જય થાય જ.

**સિદ્ધિ મેળવવાની નહીં પણ પચાવવાની ચીજ છે :**

**સિદ્ધિ** : વિઘ્નનો જય થાય એટલે સિદ્ધિ સ્વાભાવિક જ થાય, પણ પૂજ્ય આચાર્ય હરિભદ્રસૂરિ મ.સા. વિશેષ કહે છે, **સિદ્ધિ થાય**



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

એટલે નમ્રતા વધે, વિનય વધે, અહંકાર વિદાય લે, સિદ્ધિ એ શિખર છે. એના પર આરૂઢ થયા પછી અહંકાર આવે તો પતન નિશ્ચિત જ છે. માટે, સિદ્ધિ એ મેળવવાની નહીં પણ પચાવવાની ચીજ છે. અમને લાગે છે, આવી સિદ્ધિ જેનામાં આવે તેનામાં લોકપ્રિયતા ખૂબ વધે. પણ સાધક લોકેષણાથી દૂર થતો જાય અને જેઓ પ્રણિધાન વિગેરેમાં પ્રવેશ્યા હોય, પણ પ્રવૃત્તિ બરાબર ન કરતા હોય, પ્રવૃત્તિ બરાબર થઈ હોય પણ વિઘ્નજય ન કરી શક્યા હોય, તેવા પ્રત્યે સિદ્ધ મહાત્માઓને પરમ દયા પેદા થાય. પણ તેમના પ્રત્યે જરાય અરુચિ પેદા ન થાય. આવી સિદ્ધિ જ ખરેખર સિદ્ધ કહેવાય. આવી સિદ્ધિમાં ધર્મ જ સ્વભાવરૂપ છે. આમ, સિદ્ધ થતાં જ અન્યમાં સિદ્ધિ સંક્રમિત કરવાની શરૂઆત થઈ જાય છે.

વિનિયોગ : આ શરૂઆતને જ વિનયોગ કહેવાય છે. કહેવાય છે કે, અહિંસાની જે વ્યક્તિમાં પ્રતિષ્ઠા થાય છે, તેના સાંનિધ્યથી જ પરસ્પર વૈરી જીવોના પણ વૈર ત્યાગ થઈ જાય છે. સાચા ધાર્મિક વ્યક્તિનું વ્યક્તિત્વ એક અમોઘ લોહચુંબક જેવું હોય છે. એ કોઈને પોતાની તરફ ખેંચતો નથી, પણ એના સાંનિધ્યમાં આવેલી કોઈપણ વ્યક્તિ એના તરફ ખેંચાયા વિનાની રહેતી નથી. મહાત્માઓ પોતની શક્તિનો વિનિયોગ થવો જ જોઈએ, તેવો આગ્રહ નથી રાખતા, તેમનો વિનિયોગ સ્વાભાવિક થઈ જાય છે. સામેની વ્યક્તિમાં અનેક જિજ્ઞાસાઓ પેદા થાય છે. ધર્મ આરંભ કરનારાઓ પૂછી ઉઠે છે, 'સાહેબ' આપમાં આવી ક્ષમા કેવી રીતે આવી ? આપમાં આવી સહનશીલતા ક્યાંથી આવી ? આપ દુશ્મનને પણ માફ કેવી રીતે કરી દો છો ? અને પછી સિદ્ધિના શિખરે ચઢેલ મહાનુભાવો પોતાનો અનુભવ અને અગમ્ય જિનવાણી દ્વારા ગમ્ય રસ્તાઓ બતાવી દે છે.

આખરે, પ્રણિધાન, વિનિયોગમાં પરિવર્તન પામી પરમાત્માનું વિશાળ ધર્મસામ્રાજ્ય વિસ્તારતું જાય છે.





J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# नैतद्विदस्तु अयोग्येभ्यो ददति एनं तथापि तु ।
# हरिभद्र इदं प्राह, नैतेभ्यो देय आदरात् ॥



જન્મજાત જૈન ન હોવા છતાં જેઓ મહાનમાં મહાન જૈનાચાર્ય બન્યા. ઉપદેશોની ઝડીઓ વરસી અને બોધ પામ્યા તેવું ન હતું, પણ પોતાના મનમાં કરેલા નિયમની ખાતર જેણે સંસાર છોડ્યો તેઓ હતા આચાર્ય **હરિભદ્રસૂરિજી.** જો, વાઙ્મયમાંથી તેમનું સાહિત્ય ખસેડી લેવામાં આવે તો કદાચિત્ હાહાકાર થઈ જાય, ૧૪૪૪ ગ્રંથોના રચનાકાર આવા મહાન આચાર્ય ભગવંતે **"યોગદૃષ્ટિ સમુચ્ચય"** નામનો ગ્રંથ બનાવ્યો છે.

આ યોગદૃષ્ટિ સમુચ્ચય ગ્રંથના વાચન - પારાયણ અને ચિંતન - મનનથી કેટલાય આત્માનું જીવન બદલાઈ ગયું છે. એમના ગ્રંથનો આ છેલ્લો શ્લોક છે.

આ શ્લોકમાં તેઓ કહી રહ્યા છે કે, **"અયોગ્ય આત્માને ક્યારેય ધર્મ આપવો નહીં."**, ''સવિ જીવ કરૂં શાસન રસી''ની તીર્થંકર ભગવાનની ભાવનાથી તેઓ સારી રીતે માહિતગાર છે. પછી પ્રશ્ન થાય છે કે, યોગ જેવા ગ્રંથોનું કે ધર્મનું જ્ઞાન યોગ્યને જ આપવું અને અયોગ્યને ન આપવું આવો આગ્રહ શા માટે ? આમ, વાત વિરોધી લાગે છે. છતાંય વાતને સમજતા વિરોધ નહીં લાગે. ભગવાન સવિ

જીવને શાસન રસી કરવા માંગે છે. પણ શાસન રસી કોણ થઈ શકે એ પ્રશ્ન છે. આપણે જીવો પર ભાવદયા કરવાની છે. ભાવદયા એટલે જીવો અનુક્રમે મોક્ષ માર્ગથી, મોક્ષથી નજીક થાય. હરિભદ્રસૂરિજી મ.નો ભાવ પણ કોઈને મોક્ષ કે મોક્ષમાર્ગથી દૂર કરવાનો નથી, પણ એ અયોગ્ય આત્માને ધર્મ આપવામાં આવે તો તે ધર્મને તુચ્છ સમજે, ધર્મનો અનાદર કરે, ધર્મની આશાતના કરે, જાણી-જોઈને ધર્મની હાંસી મજાક કરે, ધર્મની વિરાધના કરે, છડે ચોક ધર્મની નિંદા કરે. આથી જ આવા અયોગ્ય આત્માને ધર્મ ના આપે તો તે જ તેઓની કરૂણા છે. તે જ તેઓ તરફની ભાવદયા છે. આચાર્ય હરિભદ્રસૂરિજી મ. કહે છે કે, અયોગ્યને ધર્મ ન અપાય. અર્થાત્ એને ધર્મ આપતાં પહેલાં યોગ્ય બનાવવો પડે.

અયોગ્ય આત્માઓ હંમેશાં અયોગ્ય નથી રહેતા. તેઓને સાચી સમજણ આપવામાં આવે તો તેઓમાં યોગ્યતા પ્રગટ થઈ શકે છે. માટે આચાર્ય હરિભદ્રસૂરિ મ. ના જ્ઞાનને વેપારીની ભાષામાં સમજીએ તો તેઓ કહેવા માંગે છે કે, **“દેવાળીયાને માલ ન આપો.”** જે માલ લઈને તમારા પૈસા ડુબાડી જ દેવાનો છે. એવા અયોગ્ય ગ્રાહકને કોઈ માલ ના જ આપે. હજી જે માતાના ધાવણ પર જ રહે છે તેના મોઢામાં લાડું ન મૂકી દેવાય. એવા નાના બાળકને લાડું આપવો એ અજ્ઞાન છે અથવા જાણીને આપે તો ક્રૂરતા છે. એવી રીતે બાળકને લાડુ ન આપવો એ દયા છે. આમ, હરિભદ્રસૂરિજી મ.ની વાત ભાવ કરૂણાની વાત છે. જે આત્મા જેવો હોય તેવો તેને યોગ્ય જ ધર્મ આપી શકાય છે. માત્ર કાગડાનું માંસ જ ન ખાવું એવો નિયમ ગુરૂએ વંકચૂલને આપ્યો. આવા નિયમના પાલનથી પણ વંકચૂલની પાત્રતા ખીલી. કેટલાક જીવોની પાત્રતા એક જ ભવની ભાવ કરૂણાના પ્રયત્નથી

ખીલી જાય છે. કેટલાક આત્માને આવી ભાવ કરૂણાથી યોગ્ય બનતા પણ અનેક ભવ કરવા પડે છે.

પંચતંત્ર જેવા ગ્રંથો પણ કહે છે. **'उपदेशो हि मूर्खाणाम् प्रकोपाय न शांतये'**. પેલી ભોળી સુગરીએ વરસાદમાં ટાઢથી ધ્રૂજતા વાંદરાને જોયો. પોતે એક ટીપું પાણી પ્રવેશી શકે નહીં, તેવા માળામાં મસ્ત થઈને રહેતી હતી. વાંદરાને જોઈને તેને દયા આવી. સુગરીએ વાંદરાને ઉપદેશ આપ્યો. અમારી જેમ વરસાદ આવતા પહેલાં માળો બાંધી દો તો શું વાંધો આવે ? અને આ વાતે વાંદરાને ગુસ્સો ચઢ્યો. પોતાનો માળો તો તે ન બનાવી શક્યો, પણ સુગરીનો માળો પણ તોડી નાંખ્યો. વાંદરાને એ માળો તોડીને શું મળ્યું ? એ પૂછી ન શકાય. બસ વાંદરાને પૂછશો તો એમ જ કહેશે મેં તો ઓછું નુકશાન કર્યું છે, પેલી ચિબાવલી સુગરીને તો જાનથી જ મારી નાંખવી જોઈતી હતી.

પેલો ચિલાતી પુત્ર તદ્દન અયોગ્ય હતો. પોતાના જ એકવારના પ્રિયપાત્રનો ખુની હતો. ધર્મ માટે ભાવના જાગી હતી, પણ મહામુનિ એની સાથે ચર્ચા કરવા માટે એને અયોગ્ય સમજ્યા. માત્ર ત્રણ પદ **'ઉપશમ - વિવેક - સંવર'** કહીને આકાશ માર્ગે ઊડી ગયા. માટે જ અયોગ્યને કેવી રીતે યોગ્ય બનાવાય તે માટે બહોળો અનુભવ જોઈએ, શાસ્ત્રોને પચાવી પ્રગટ થયેલી ગીતાર્થતા જોઈએ. કોઈના મનમાં ધર્મ વાવજો, ધર્મ ઉગાડજો, ધર્મને ફેંકતા નહીં, ધર્મ કોઈને વળગાળતા નહીં, **ધર્મ એ તો ભવસાગરનું મહાન રત્ન છે.** યોગ્યને જ આપજો...





J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# સમ્યક્દર્શન શુદ્ધં, યો જ્ઞાનં વિરતિમેવ ચાપ્નોતિ ।
# દુઃખ નિમિત્તમપીદં, તેન સુલબ્ધં ભવતિ જન્મ ॥

(તત્ત્વાર્થકારિકા)



જીવનના બે પ્રસંગો એવા છે, જેમાં ગમે તેવો શક્તિશાળી કે ગમે તેવો મહાન આત્મા ભાગ લઈ શક્યો નથી. બાકીના પ્રત્યેક પ્રસંગ માનવ ઉજવી શકે, પ્રત્યેક પ્રસંગે હાજર રહી શકે, પરંતુ બે પ્રસંગો એવા છે કે, જેમાં તે ન તો હાજર રહી શકે, ન તો આનંદ લઈ શકે, તેવા બે પ્રસંગો છે : (૧) જન્મ અને (૨) મૃત્યુની શોક સભા.

બાળકનો જન્મ થતાં આનંદ થાય છે. બાળકી આવે તો પણ લક્ષ્મી પધાર્યા એમ કહી સહુ આનંદ અનુભવે છે. ચોતરફ આનંદની લહેરીઓ પ્રસરી જાય છે. બધા લોકો આ પ્રસંગે નૃત્ય કરે, ઝૂમી ઉઠે છે, મીઠાઈ ખાય છે, પણ જન્મ લેનાર બાળક તો આ આનંદથી બાકાત જ હોય છે. **જીવનની આ વિષમતા છે.**

આવી જ વિષમતા છે મૃત્યુ સમયની... ધન્ય - પુણ્ય - પરોપકારી, મહાન માનવો દુનિયાથી વિદાય લે છે ત્યારે તેમના શોકમાં વિશાળ સભાઓ આયોજિત થાય છે. સહુ તેમની પ્રતીક્ષા કરે, ગુણગાન કરે... પરંતુ તેઓ પ્રતીક્ષાની તૃપ્તિ કરવા ન પધારી શકે, ન તો તેઓ ગુણગાનનું શ્રવણ કરવા આવી શકે, બસ, સુવર્ણ અક્ષરે લખી રાખો - "મૃત્યુ નિશ્ચિત જ છે, ક્યારેય આવશે ! આવશે અને આવશે જ..."



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

આમ, ''જન્મ એ મૃત્યુ સુધીની નિશ્ચિત યાત્રા છે.''

એક ચિંતકે જણાવ્યું કે, **"હોસ્પિટલથી કબર સુધીની યાત્રા એ જ જીવન છે."** જીવનમાં અનેક દુઃખો આવે છે. એક ગીતકારે ક્યારેક ગાયેલું છે કે, **"ઇસમેં ખુશિયાં હૈ કમ, બેસુમાર હે ગમ..."** આ જીવનમાં ખુશી કરતાં ગમ અનેક ગણાં છે. ખુશી તો વિજળીનો ઝબકારો છે બાકી, દુઃખનો તો મેઘ વરસી રહ્યો છે. ઘોર અંધકારથી છવાયેલા વાતાવરણમાં વિજળીનો એક ઝબકારો આકર્ષક લાગે છે, પણ મજા માણે તે પહેલાં વિલય પામી જાય છે.

શરીર સારૂં ન હોય તો શરીરની ચિંતા અને તેનું દુઃખ, શરીર સારૂં હોય તો મસ્તી ચઢે અને ન કરવાના કાર્યો થઈ જાય, તેનું દુઃખ, સ્વજનો ન હોય તો પાલન-પોષણ કોણ કરે ? તેનું દુઃખ અને સ્વજન હોય તો તેને આધીન જ જીવન જીવવું પડે તેનું દુઃખ, સંપત્તિ ન હોય તો તેનું દુઃખ અને ધન હોય તો ભાગ પાડવા પડે તેનું દુઃખ, સંસારની જાણે સંપૂર્ણ ફિલ્મ ઉતારતા હોય તેવા એક મહાપુરૂષે આ સંસાર (૧) દુઃખરૂપ છે. (૨) દુઃખ જ એનું ફળ છે. (૩) એની પરંપરા પણ દુઃખમય જ છે. આ પ્રમાણે વર્ણવ્યું છે. છતાં ઉમાસ્વાતિ મહારાજ જણાવે છે કે જન્મ માત્ર વખોડી જ કાઢવા જેવો નથી અને વખોડવો પડે એ એની એક બાજુ છે, પણ કેટલાક ધન્ય પુરુષો માટે આ જન્મ બીજી બાજુ વખાણવા લાયક પણ છે.

**- સમ્યગ્દર્શન મેળવનાર માટે જન્મ સફળ છે.**

**- સમ્યગ્ જ્ઞાનની સંપૂર્ણ ગરિમા પ્રાપ્ત કરનાર માટે આ જન્મ સફળતર છે.**

**- સુંદર ચારિત્ર મેળવી આત્મ સાધના કરે, તો તેની માટે આ જન્મ સફળતમ છે...** માટે, જન્મના ગુણો ન ગવાય, તેવો એકાંત નથી.

શ્રી તીર્થંકર પરમાત્માના પાંચ કલ્યાણકોમાં એક કલ્યાણક **"જન્મ-કલ્યાણક"** હોય છે. સામાન્ય રીતે તીર્થંકરોના જન્મ-કલ્યાણકો જ ભવ્યતાથી ઉજવાતા હોય છે. માટે પણ જન્મ-સફળ છે, પવિત્ર છે, અને તેવી જ રીતે સુખમય પણ છે. ધ્યાન રાખવું કિંમતીમાં કિંમતી ઘોડો દશેરાના દિવસે જ ન દોડે તો તેનું પાલન-પોષણ નિરર્થક છે, તેમ જીવનમાં જો સમ્યગ્દર્શન, સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્રની પ્રાપ્તિ ન થાય તો જીવન નિરર્થક છે, દુઃખમય છે. જેને સમ્યગ્દર્શનાદિ ગુણો પ્રાપ્ત ન થયા હોય તો તેનું જીવન સફળ તો ન જ કહેવાય, પણ, જો નિકટભવી હોય, થોડા ભવમાં મોક્ષમાં જઈ શકે તેમ હોય તો તેનું જીવન સફળતાની સમીપમાં છે. આથી મહાપુરૂષોના જીવનચરિત્રો વાંચી, સ્મરણ કરી ધન્ય તો બનવું... પણ, જો તેઓ રત્નત્રયી યુક્ત હોય તો તેમના જન્મદિનનો મહોત્સવ પણ અનેક આત્માઓને ધર્માભિમુખ બનાવી દેવાનું સાધન બને છે.

બસ, વાચક વર્ગ આ વાંચન દ્વારા સુખમય, ગુણમય, દર્શનમય, જ્ઞાનમય, ચારિત્રમય, અપ્રમત્તતામય બની જીવન સફળ કરે.



**જ્યાં સુધી પાપ ખટકે નહીં, ત્યાં સુધી પાપ અટકે નહીં, ને જ્યાં સુધી અટકે નહીં, ત્યાં સુધી લટકે અને ભવોમાં ભટકે...**



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# ઉન્માર્ગયાયિષુ હિ શીઘ્રગતિ ર્યા એવ
# નશ્યત્યસૌ લઘુતરં ન મૃદુપ્રયાતઃ ॥

(શ્રી સિદ્ધસેન સૂરી. મ. વિરચિતા - દ્વાત્રિંશદ્ દ્વાત્રિંશિકા)



શાંતિલાલ પાસે નવી સ્કોડા ગાડી આવી ગઈ હતી. વટ પડે એ સ્વાભાવિક હતું, પણ એમાં મુસાફરી કરવા માટે મન તલપાપડ હતું. પછી સ્પીડ તો ૧૨૦ની જ કરવાની હતી. મિત્રોને લઈને નીકળ્યા '૧૨૦'ની સ્પીડે, પણ જવાનું સ્થાન તો નક્કી કરવું પડે. ધૂનમાં ચડ્યો કે, કોડાયકેનાલ જવું છે, પણ ભૂલથી ડ્રાઈવરને કહેવાઈ ગયું કે લોનાવલા જવું છે. ગાડી સ્પીડમાં ઉપડી. ડ્રાઈવરને પૂછ્યું પહોંચવાને કેટલી વાર ? ડ્રાઈવરે કહ્યું, લોનાવલા તો આવી ગયું છે. શાંતિલાલ શેઠના મોઢામાંથી અરેરેરે નીકળી ગયું. આપણો કાર્યક્રમ તો કોડાયકેનાલનો હતો, તું લોનાવલા લાવ્યો ? સાહેબ, આપે કહ્યું તેમ લાવ્યો. આપના કહેવામાં ભૂલ થઈ, ઊંધે રસ્તે ચડી ગયા. ગાડીની સ્પીડ ૪૦ની રાખી હોત તો આટલું ચક્કર ના પડત, પણ હવે શું થાય ? **અબ પછતાયે ક્યા હોત હૈ "જબ ચીડિયા ચુગ ગઈ ખેત."** ઓછી ગતિ હોત તો પાછી વાળી કોડાયકેનાલનો કાર્યક્રમ કરી શકત.

આ જ કહેવું છે સિદ્ધસેન દિવાકરસૂરિજી મહારાજનું. જેઓએ પૂર્વમાં એવા સંસ્કાર મેળવ્યા છે જેથી તેમને મિથ્યાત્વમાં જવું પડે છે.

ભયંકર મિથ્યાત્વ માત્ર ભોગસુખને જ પરમાર્થ માને છે, અધ્યાત્મ એમને સૂઝતું નથી. મોક્ષ જેવી વાત ગળે ઉતરતી નથી. આવી ઊંધી દિશામાં ગતિ કરી રહેલા આત્મા માટે હવે એ જ વિચાર આવે છે. જો એ લોકો કાદવમાં પડ્યા હોય, પણ પગ ધીરેથી મૂકે તો આખું શરીર ખૂંપી ન જાય.

જેઓને ઊંધી દિશામાંથી વાળી નથી શક્યા, તેઓની ઊંધી દિશાની ગતિ પણ ઓછી થાય તો પુનરૂત્થાન વખતે તકલીફ ઓછી થાય. સિદ્ધસેન દિવાકરસૂરિજી મહારાજ એ જ ચાહે છે કે દરેકને સુંદર દિશા મળે, સુંદર લક્ષ્ય મળે, પણ જેઓ કોઈપણ કારણથી તરતને તરત દિશા બદલી શકતા નથી, તરત પોતાનું લક્ષ્ય ફેરવી શકતા નથી એ બિચારાઓની ગતિ ઓછી થઈ જાય એ જ સારું. કારણ કે ઊંધો રસ્તો અને તેમાંય આંધળી દોટ, આ બે ભેગું થઈ જાય એટલે રમખાણ થયા વિના ન રહે.

**આપણે પણ સમજવાનું છે ક્યારેક ભોગ તરફ ખેંચાઈ ગયા, ધર્મથી દૂર થઈ જવાનું થયું, પણ તે તરફ ગતિ ન વધારતા.**

સિદ્ધસેનદિવાકર સૂ.મ. કહે છે એવા **"મૃદુપ્રયાતઃ"** એટલે...

ધ્યાન રાખો... જોખમ હોય ત્યાં દોટ ન મૂકાય. જોખી જોખીને જ પગલાં મૂકવા પડે. મહાત્મા પ્રસન્નચંદ્ર રાજર્ષિ દુમુર્ખ સૈનિકની ટીકા સાંભળી ઊંધે રસ્તે ચડી ગયા, પણ મનથી જ ચડ્યા હતા. વચન અને કાયા એમાં ભળેલા ન હતા, પણ વચન અને કાયા તેમાં ભળેલા ન હોવાથી ગતિ ધીમી જ હતી. મહામુનિ સાતમી નારક પ્રાયોગ્ય પરિણામમાં આવ્યા, પણ ધીમી ગતિના કારણે પાછા વળ્યા. જો તે જ વખતે વચનથી કોલાહલ કરી દીધો હોત કે કાયાથી દોડાદોડ કરી શસ્ત્રો પકડી લીધાં હોત તો ગતિ એવી વધી જાત કે સાતમી નારકનું આયુષ્ય

બંધાઈ જાત. પણ ગતિ મનની હતી, વચન અને તનની ન હતી. કોઈ એક ચિંતકે કહ્યું છે. **'મન ગયે તો જાને દે, મત જાને દે શરીર.**

**ધનુર્વિદ્યા કો ક્યા કરે, જબ ના જોડા બાણ'**

દરેક પાપ મનમાં આવે પણ, જો તનને તેમાં ન જ જવા દઈએ તો પાપ એક પગે નહીં પણ બંને પગે લંગડું થઈ જાય. પછી ધરાતલ પર પડી જવું પડે. મનની જોડે તન ન લાગ્યું હોય તો આવેલું પાપ નિષ્ફળ થઈ જાય. મેઘકુમારને એક જ રાતમાં શય્યા પરીષહ સહન ન થયો. વિચાર આવી ગયો સંયમ છોડી જ દેવું છે. મન ગયું પણ તનથી જતાં પહેલાં વિચાર કર્યો કે જે કરવું તે ભગવાન મહાવીરને જણાવીને કરવું અને આ દુમાર્ગે ચડેલા મહાત્માએ ગતિને રોકીને, ગતિને ઘટાડીને આખરે મહાન આત્મા બની ગયા. માટે શાસ્ત્રકારોનો મર્મ સમજજો. પાપના કૂવામાં ઉતરવું પડે, ઘડો નાંખવો પડે તોય દોરડું હાથમાં રાખજો. છેક નીચે ગયા પછી પણ ઉપર આવવાનો ચાન્સ મળી જશે.

સમ્યગ્દૃષ્ટિ આત્મા પણ કોઈવાર મૂંઝાય છે. કોઈના પાપના રસ્તે ચાલી જાય છે પૂર્વના સંસ્કારો પાપના રસ્તે લઈ જાય છે. મહાન ત્યાગી નંદિષેણને પણ વેશ્યાનું એક વચન પતન તરફ લઈ ગયું. ભયંકર કર્મનો ઉદય આવ્યો, પણ સંકલ્પ કર્યો "રોજ દસ જણાને સંયમના માર્ગે ન લઈ જઉં તો પાણી ન પીવું." આ નાની સરળ વાતે પતન થયું હોવા છતાં ઉત્થાનની સીડી જાળવી રાખી. મહાત્મા નંદિષેણ પુનઃ વૈરાગી બની ગયા, ધન્ય બની ગયા.

અંતમા ભૂલા પડો તોય ભૂંડા ન થતા. આ બધાનો મર્મ પામી આત્માથી પરમાત્મા બનજો.





J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# ૪૫

મે-૨૦૧૮

અંક-૧૧૨ વર્ષ-૧૫

## "ઇચ્ચાઇ મહાસઇઓ, જયંતિ અકલંક સીલ કલિઆઓ, અજ્જવિ વજ્જઇ જાસિં, જસ પડહો તિહુઅણે સયલે."

(ભરહેસર સૂત્ર)



**- યશ પટહ વાગી રહ્યો છે.**

તપાગચ્છની પરંપરા પ્રભુ મહાવીરની પરંપરાના તત્ત્વોનું સૌથી વધુ પાલન કરવાવાળી છે. આવી મહાન પરંપરા આજે રાઈય પ્રતિક્રમણમાં પૂજ્ય સાધુ-સાધ્વીજી ભગવંતો અને શ્રાવક-શ્રાવિકાઓ સજ્ઝાયના સ્થાને ભરહેસરની સજ્ઝાય બોલે છે. આ સજ્ઝાયમાં લગભગ પચાસ જેટલા નામો મહાસતીઓના આવે છે. એમાંથી કેટલીક સતીઓ સાધ્વી પણ બનેલ છે. પરંતુ, તેમની સ્મૃતિ કહો કે સ્તવના કહો, મહાસતી તરીકે જ થાય છે. સજ્ઝાયકાર પોતાના ઉદ્‌ગારો પ્રગટ કરતાં કહે છે કે "ભલે તે મહા સતીઓ પૂર્વકાળમાં થઈ ગયા, પણ આજે તેમનો યશ પટહ વાગી રહ્યો છે." મેં એક ખૂબ ગીતાર્થ અને ત્યાગી સંયમી મહાત્માને જોયા છે. તેઓ જ્યારે જ્યારે માંગલિક ફરમાવે ત્યારે ત્યારે સોળ મહાસતીઓના નામનો શ્લોક જરૂર બોલે. આવું ગૌરવવંતુ સ્થાન આપણા જિનશાસનમાં છે.

પણ, ૨૫૦૦ વર્ષના ગાળામાં કેટલાંય ફેરફારો થતાં રહ્યાં. મુસલમાનોના રાજ્યમાં સાધ્વીજીઓના શીલની રક્ષાના પ્રશ્નો ઊભા



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

થયા. થોડી પણ રૂપવતી સાધ્વીજી હોય તે યૌવનવતી ન દેખાય અને ખાંધ વળી ગયેલી દેખાય તે માટે પાછળ ઉપધિનું પોટલું બાંધવાનું થયું. પાંત્રીસ વર્ષથી નીચેની ઉંમરવાળી બહેનોને દીક્ષા ન આપવી, એવા નિયમો અને ફરમાનો થયા. આમ, કેટલાંક લોકો ગમે તે કારણથી સ્ત્રીઓ પ્રત્યે સુગવાળા રહ્યાં, સ્ત્રીઓ પ્રત્યે અનાદર કરતાં થયાં, સ્ત્રીઓને માત્ર પુરુષોનું રમકડું સમજતાં થયા. સ્ત્રીઓમાં માત્ર ઘરકામની જ બુદ્ધિ છે તેવું સમજતા અને સમજાવતા રહ્યાં, પરંતુ ૧૪૪૪ ગ્રંથકર્તા, મહાન સમદર્શી આચાર્યદેવ પૂ. પાદ હરિભદ્રસૂરિ મ.સા.ને માત્ર એક જ શ્લોકથી બોધ આપનાર યાકિની મહત્તરા સાધ્વીજી હતા. તેમણે તે સાધ્વીની માતૃત્વરૂપે પ્રતિષ્ઠા કરી. યાકિની મહત્તરાના ભવ્ય વ્યક્તિત્વથી આચાર્ય હરિભદ્રસૂરિ ખરેખર અંજાઈ ગયા હતા. પોતાને યાકિની મહત્તરાના પુત્ર તરીકે ગ્રંથોમાં ઉલ્લેખ કરતાં જરાય અચકાયા નથી. એમણે તો દૃષ્ટિ આપી છે કે, “હે ! યુવાન સાધુઓ ! જે સાધ્વીજી પ્રતિભાશાળી હોય, તમને જ્ઞાન-દર્શન-ચારિત્રમાં સહાય કરતી હોય તો તેને “ધર્મમાતા” કહેતાં ખચકાશો નહિ.

**- સાધ્વી જગત એ વિરાટ શક્તિનું જગત છે**

સ્ત્રી શક્તિ મહાશક્તિ છે એને અંધકારમાં ધકેલવા કરતાં એમના ઉજ્જવલશીલ સ્વરૂપ ચારિત્રના પ્રકાશમાં દર્શન-જ્ઞાન અને ચારિત્રની વૃદ્ધિ કરો.

કલિકાલ સર્વજ્ઞ પૂ. હેમચંદ્રાચાર્ય મહારાજા મહાન ધૂરંધર આચાર્ય બન્યા, રાજમાન્ય બન્યા, અનેક રાજાઓ તેમના ચરણોમાં આળોટતા થયાં. તે છતાં તેઓ પોતાની માતા પાહિણીદેવીના ઉપકારને ભૂલ્યા નહિ. એમને યાદ રહ્યું હતું કે આ જ વીરાંગનાએ મારા પિતાની ઈચ્છા ન હોવા છતાં મને સંયમ માર્ગે આગળ વધવા રસ્તો પ્રશસ્ત

કરી આપ્યો હતો. આ એ જ ધન્ય માતા હતી જેણે પોતાના જીવન આધાર જેવા પુત્રને શાસન સમર્પિત કર્યો હતો અને એટલે જ પાહિણી માતાને દીક્ષા તો અપાવી, પણ દીક્ષાના દિવસે જ તેઓને પ્રવર્તિની પદવી આપવા પોતાના ગુરુ મહારાજને વિનંતી કરી. પ્રત્યુપકારની પરાકાષ્ઠા પ્રદર્શિત કરતાં **પૂ. હેમચંદ્રાચાર્ય. મ.સા. જણાવે છે કે, "સાધ્વી જગત વિરાટ શક્તિનું જગત છે. એમની સૂક્ષ્મ અને સ્થૂળ બંનેય ઊર્જાને શાસનના અભ્યુદય માટે કાર્યમાં લગાડવી જરૂરી છે."**

માત્ર પ્રવચન આપવા, લેખન કરવું, અનેક માનવોને ધર્મમાં જોડવા એ જ શાસન પ્રભાવના છે, એવું નથી. જપ-જાપની, અનુપ્રેક્ષા અને ધ્યાનની વિરાટ શક્તિ જગાડવી એ પણ મોટી શાસન પ્રભાવના અને રક્ષાનું કાર્ય છે, પણ જેનામાં જે શક્તિ સ્વાભાવિક હોય તે શક્તિનો વિકાસ કરવો જોઈએ.

**- આદર્શ સંસ્કારોનું સિંચન થાય :**

આપણા સાધ્વીજી મ.સા. ગુજરાત અને રાજસ્થાનને છોડીને બીજા પ્રાંતમાં જાય. ત્યાંનાં રીત-રિવાજોનો તલસ્પર્શી અભ્યાસ કરે. ત્યાંની સ્થાનીક ભાષામાં પ્રભુત્વ મેળવે તો જૈનેતરોના ઘરઘરમાં એ આદર્શ સંસ્કારોનું સિંચન થાય. અત્યારે પણ ઘણાં સાધ્વીજી મ.સા. ના ઉપદેશથી અનેક અજૈનકુળમાં ઉત્પન્ન થયેલી બાલિકાઓ સંયમ માર્ગે વળે છે. વળી, સાધ્વી વર્ગે એક બાજુ શાસ્ત્રોની પકડ મજબૂત રાખી છે તો બીજી બાજુ આજે ખૂબ જ પ્રચાર પામેલી ઈંગ્લીશ ભાષા પર પ્રભુત્વ મેળવી ઇંગ્લીશના માધ્યમથી પણ માતૃભાષાનું જ્ઞાન આપી જિનશાસનની મહાનતા અને ગરિમા સમજાવી રહ્યા છે.

**- સાધ્વીજી શક્તિનો ભંડાર છે :**

સાધ્વીજી માત્ર સંખ્યા વૃદ્ધિ છે એવો ભ્રમ દૂર કરવા જેવો છે. સાધ્વીજી શક્તિનો ભંડાર છે. એવું વાતાવરણ નિર્મિત કરવા જેવું છે. અમુક સંસ્થાના વહીવટદારો અને અધિકારીઓ પોતાના મદમાં નિષ્કારણ સાધ્વીજી મહારાજાઓની આશાતના કરતાં હોય છે તે બંધ થવું જ જોઈએ.

ભલે, મર્યાદા રહી કે સાધ્વીજીને અબ્ભુટ્ઠિઓથી વંદન પુરુષો ન કરે, દ્વાદશાવર્ત વંદન ન કરે, પણ વિનયપૂર્વક "મત્થએણ વંદામિ" તો કરી જ શકે છે. મેં કચ્છ-વાગડના પૂ. કનકસૂરીશ્વરજી મ.સા.ને જોયા છે. તે વખતે હું ભચાઉ હતો, જે સાધ્વીજી વંદન કરે તે બધાને 'અહમવિ વંદે' તેવું ચોક્કસ કહેતાં હતાં.

અંતતઃ કહેવાનું છે કે, શાસનના ભગીરથ કાર્યો કરવાની, જપ-જાપની અને ધ્યાનની અપૂર્વ મસ્તી પ્રગટાવવાની, તપ-ત્યાગની શક્તિથી જગતનું વાતાવરણ પવિત્ર કરવાની આપણા સાધ્વીજી ભગવંતોમાં પ્રચંડ શક્તિ છે આ શક્તિ આગળ વધે અને 'જૈનં જયતિ શાસનમ્'નો નાદ સર્વત્ર ફેલાય... એ જ એકની એક અંતરની અભાલાષા...



**કોઈપણ જીવ આપણા ક્રોધને લાયક નથી અથવા નિંદાને લાયક નથી કેમ કે બધા દ્રવ્યથી સિદ્ધ છે.**



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# ईर्ष्यालुः परवित्तेषु रुपे-वीर्ये कुलान्वये ।
# सुखसौभाग्यसत्कारे, तस्य व्याधिरनन्तका ॥



ઉપનિષદો શાસ્ત્રના રહસ્યો બતાવે છે. સમાજમાં વિશેષ કરીને હિંદુ સમાજના ઉપનિષદોની ખૂબ પ્રતિષ્ઠા છે. હું તમામ ભાષાની કહેવતો અને સુભાષિતોને 'અનુભવ-ઉપનિષદો' કહું છું. સુભાષિતકારો કમાલ કરે છે. કેટલાક લોકો તો કહે છે આ પૃથ્વીમાં ત્રણ જ રત્ન છે :

(૧) સારું ભોજન, (૨) સારું પાણી અને (૩) સુભાષિત.

આજે આપણે જે સુભાષિતનો અર્થ વિચારવા જઈએ છીએ તે આપણને રોગનું મૂળ બતાવે છે, રોગો ક્યાંથી પેદા થાય છે, એ પ્રશ્ન છે. આમ તો સીધો જવાબ એ છે કે કર્મો છે તો રોગો પેદા થાય છે, પણ એ કર્મો ક્યા કારણે આવે છે તે જાણવું પણ જરૂરી છે. આધુનિક વિજ્ઞાન અને પ્રાચીન મહર્ષિઓ રોગનાં કારણો અયોગ્ય આહાર-વિહાર છે તેમ જણાવે છે. અસમતોલ અને સહસા બદલાઈ જતું વાતાવરણ છે, એ તો જાણતા જ હતા, પણ તેઓ તેથી પણ વધુ એક વસ્તુ પર જોર આપે છે.

આહાર બરોબર હોય, વાતાવરણ સુંદર હોય, આબોહવા અનુકૂળ હોય તો પણ જો મન બરોબર ન હોય તો, રોગોની પરંપરા શરૂ થઈ જાય છે. મનમાં જ્યારે નિષ્કારણ પ્રસન્નતા વહેતી જાય છે, ત્યારે શરીર



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

રોગમુક્ત રહે છે. માટે મનને સમજવું જરૂરી છે, મનને સમજવા માટે વૈજ્ઞાનિકો રાત-દિન પ્રયત્ન કરે છે. કેટલુંક સમજતાં સમજવા જતાં તેઓને નવા ગુંચવાડા ચારે તરફથી આવતા જાય છે.

અહીં આપણા મનની પ્રસન્નતાનો સંહાર કરનાર એક દોષને બતાવ્યો છે. આ દોષનો ક્રોડો ક્રોડો માનવ અનુભવ કરે છે, પણ તેને સમજી શકે તેવા વિરલા જ હોય છે અને સમજ્યા પછી એ દોષને દૂર કરનાર તો વીર નહી પણ કોઈ મહાવીર હોય છે.

માણસને સમાજમાં રહેવું પડે છે. માટે બધાની સાથે સંબંધ રાખવો પડે છે, બધાનો વિચાર કરવો પડે છે, બધાની સ્થિતિ અને પરિસ્થિતિનો વિચાર આવ્યા જ કરે છે. જો એનું નિરીક્ષણ કોઈ ભાવનાથી ભરેલું ન હોય તો તેને પોતાના આસપાસના વાતાવરણથી જ ભયંકર અપ્રસન્નતા, મુંઝવણ અને ક્યારેક ગભરામણ પણ પેદા થાય છે. સાથે ભણતા બંને વિદ્યાર્થી પરીક્ષા માટે તનતોડ મહેનત કરે છે. મહેશ વિદ્યાર્થી છે, રમેશ પણ વિદ્યાર્થી છે, હવે રમેશનો કોઈ પણ કારણે પ્રથમ નંબર આવ્યો. મહેશમાં એની પ્રતિક્રિયા આવશે. એ પ્રતિક્રિયા એ છે કે મહેશને રમેશ પર ઈર્ષ્યા પેદા થાય.

મારો નહી અને તેનો પહેલો નંબર કેમ આવ્યો ? આ ઈર્ષ્યાની જલનથી મહેશ બીજો નંબર મેળવવાનો આનંદ જરા પણ લઈ શકતો નથી. જો તેના મન પર કાબુ હોય તો વિચાર કરે. પરીક્ષાઓમાં કદી કોઈ બે વ્યક્તિ પ્રથમ નંબર નથી આવી શકતી. જો રમેશનો પ્રથમ નંબર આવ્યો છે તો હું એને અભિનંદન આપું, એની ખુશીમાં હું ખુશ થાઉં અને એની પાસેથી જ જાણી લઉં કે એ પ્રથમ નંબરે કેવી રીતે આવ્યો ?

એક પરીક્ષાથી જીંદગી પૂરી નથી થતી. હું પણ એક નંબર આવવાના બીજા કારણોને આત્મસાત્ કરી ફરીવાર પ્રથમ નંબરે


J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

આવું. આવો વિચાર કરે તો એના મનમાં ઈર્ષ્યાભાવ જાગે નહીં, એના મનમાં પ્રમોદ ભાવ જાગશે. **ઇર્ષ્યા એ ભયંકર આગ છે. પ્રમોદ એ અમૃતમય વર્ષા છે.** અન્યની સિદ્ધિને હૃદયથી અભિનંદન કરતા થશો તો તમારા ચહેરાની લાખો રેખાઓ વિકસિત થશે. તમારા મગજનાં હજારો કોષો તાજા થશે. તમારા હૃદયની પેસીઓમાં વિશ્રામ આવશે અને શિથીલીકરણ આવશે અંતે તમારું શરીર સ્વસ્થ બનશે, પણ જેને ઈર્ષ્યા આવે છે તે જો એક જ વાર ઈર્ષ્યા આવ્યા બાદ પોતાના ચહેરાપર, પોતાના મન પર, પોતાના હૃદય પર, પોતાના શરીર પર પણ જે ફેરફાર થયા છે તેનું નિરીક્ષણ કરે તો તેને સમજાય પોતે જ પોતાનો શત્રુ થઈ રહ્યો છે.

બીજાની સિદ્ધિઓની ઈર્ષ્યાથી તે પોતાના શરીર પર વેર વાળી રહ્યો છે એને આગળ જવું છે, પણ આગળ જવાનો ઝાંપો બંધ કરી રહ્યો છે. શા માટે આવી ઈર્ષ્યામાં આવવું.

પ્રશ્ન કરનાર કહે છે, અમે ઈર્ષ્યા કરતાં નથી એ તો સ્વાભાવિક છે, આવી જ જાય છે. સમાધાન કરનાર મહર્ષિઓ કહે છે તમારી વાત સાચી છે, તમને ઈર્ષ્યા સ્વાભાવિક થઈ જતી દેખાય છે.

પરંતુ અત્યારે તમારો સ્વભાવ ઊલટો થઈ ગયો છે. આજ કારણે એવો ભ્રમ થાય છે કે ઈર્ષ્યા સ્વાભાવિક છે. જેઓ આ જગતને ધન્ય, પુણ્ય અને અનેક શક્તિશાળીઓની ધરતી માને છે, તેઓને ઈર્ષ્યા નથી આવતી, પણ આનંદ આવે છે. એક વ્યક્તિ પોતે સામાન્ય પરિસ્થિતિવાળો હોય અને એનો જ સગો ભાઈ કરોડપતિ હોય તો ઈર્ષ્યા શું કરવા કરે ? સહુને સહુની પુણ્યાઈ પ્રમાણે સંપત્તિ મળે છે. ભાઈની ઈર્ષ્યા કરવાથી માત્ર શરીર રોગનું ઘર બનશે. પણ જો તેની સંપત્તિ જોઈને આનંદ કરશો તો, જ્યારે પણ ભાઈને જોશો ત્યારે એક

શુભ લાગણી તમારામાં પ્રસરી જશે, જ્યારે પણ તમે ભાઈની વાત કરશો તમારું મન થનગની ઉઠશે.

અરે ! જો તમે સુંદર પ્રમોદભાવમાં આવશો તો તમારા ભાઈની બીજા સહુને આનંદપૂર્વક વાત કરી શકશો. વાત સાંભળનારને લાગશે કે આ ભલે સામાન્ય હોય, પણ આને પોતાના શ્રીમંત ભાઈનું પીઠબળ સારું છે. એવું નથી કે ઈર્ષ્યાળું માત્ર ભાઈને જુએ ત્યારે જ જલન અને વેદના પેદા થાય. જ્યારે જ્યારે એને ભાઈની યાદ આવે કે કોઈ એના ભાઈની યાદ કરાવે ત્યારે ત્યારે પીડા થશે ! આ માનસિક પીડા જ રોગનું ઘર બની જાય છે.

સુભાષિતકાર કહે છે. આવા ઈર્ષ્યાળુને સતત વ્યાધિ હોય છે. મનને મહાન આદર્શોનું સમર્પણ કરવાનું છે. જો તમે કર્મ સિદ્ધાંતને સમજી જાવ, જો તમે પરમાત્માને સમર્પિત થઈ જાવ, જો તમે મૈત્રી આદિ ચાર ભાવના અને અનિત્યાદિ બાર ભાવનાને ભાવતા શીખી જાવ તો તમે ઈર્ષ્યાના મૂળને ઉખેડીને સાફ કરી શકશો.

કોઈની સંપત્તિથી શા માટે દુઃખી થાવ છો ? કોઈ વ્યક્તિનું સારૂં થાય છે તો શા માટે દુઃખી થાવ છો ? કોઈનું પરાક્રમ સારૂં છે તો શા માટે ઈર્ષ્યાથી બળો છો ? કોઈના કુળ અને વંશ ઉંચા છે તેટલા માત્રથી તમે શા માટે હીનપક્ષનો અનુભવ કરો છો.

**કોઈને સુખી જુઓ છો તમે કેમ સુખી નથી થતાં ?**

કોઈનું ભાગ્ય-સૌભાગ્ય ચડી જાય એમાં તમને શું નુકશાન થાય છે?

કોઈને માન અને સત્કાર મળે તો આપણે શા માટે ન હરખાઈએ પણ, જો આપણે બધા માટે ઈર્ષ્યા કરીશું તો ટી.બી. અને કેન્સર જેવા જીવલેણ દર્દના ભોગ બનવું પડશે. ઈર્ષ્યાને દૂર કરી મનને સદાય પ્રસન્ન રાખો.





J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# "રાજીમતી રંભાસી નારી, ત્યાગી તુમે જિસ દિલ, વો દિલ પ્રભુ જો મુજકો દિયો તો, માનું મીલા અખિલ"



સંસાર અનાદિ કાળથી ચાલ્યો આવે છે. વ્યક્તિગત રીતે જ્યારે આપણે મોક્ષ પામીશું ત્યારે આપણા સંસારનો અંત આવશે, પણ અનંતા જીવો છે. સંસાર પણ અનંતકાળ રહેશે, સંસારનો અંત આવવાનો નથી. આ સંસાર ભ્રમણમાં ઘણીવાર એકબીજા આત્મા જોડાઈ જાય છે. તેમાં એક આત્મા સાધારણ ઉચ્ચ આત્મ-સ્થિતિનો હોય અને એક આત્મા એકદમ ઉચ્ચ સ્થિતિનો હોય ત્યારે એક નવો ઈતિહાસ રચાઈ જતો હોય છે. પ્રભુ શ્રી આદીશ્વર ભગવાનના સમયમાં મરીચિ અને ગૌતમસ્વામીના જીવો પરસ્પર ખૂબ જ નજીક આવ્યા. આ સંબંધમાં વચમાં ઘણો વિક્ષેપ પણ આવ્યો. છતાંય છેક ચોવીસમાં તીર્થંકર તરીકે પણ તે ભવમાં આ સંબંધ ચાલુ રહ્યો. કેવલજ્ઞાની ભગવાનને કહેવું પડ્યું કે, **"ત્વં મમ ચિર પરિચિતોડસિ"** - "ગૌતમ ! તું મારો ચિર-પરિચિત છે." આ પરિચય છેલ્લા ભવમાં ગૌતમ સ્વામીને મિથ્યાત્વના મહા દરિયામાંથી પ્રભુએ સમ્યક્ત્વના શિખરે ચઢાવ્યા, વ્રતો આપ્યા, સુંદર ચારિત્ર આપ્યું, પણ છેવટે તો કહેવું પડ્યું કે, "ગૌતમ ! તને મારો વ્યક્તિગત રાગ તારી પાસે કેવલજ્ઞાનને જલ્દી આવવા દેતો નથી." છતાંય ગૌતમસ્વામીનો રાગ બરકરાર રહ્યો છે. છેવટે એ જ મહારાગે



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

મહા વિરાગનો સ્ફોટ કર્યો. ધીંગ ધણી માથે કર્યા પછી દેર હોય છે, તેમ કહેવું પડે, પણ અંધેર હોતું નથી. આવું જ કંઈ પ્રભુ શ્રી નેમિનાથ અને રાજુલનું બન્યું. જે બન્યું છે તેને કવિઓએ ખૂબ ચગાવ્યું છે. ખૂબ ખૂબ અનુપ્રેક્ષાઓ કરી છે. પણ, આખરે તો માનવું જ પડે છે ત્યાં પણ દેર હતી, અંધેર ન હતું. રાજુલને આ જ પ્રભુનો-પ્રેમ રાગમાંથી વિરાગમાં લઈ ગયો. વિરાગમાંથી વીતરાગી બનાવી ગયો. આપણે તેને પ્રશસ્ત-રાગ કહેવો કે ના કહેવો ? એમાં મુંઝાવું નહિ, પણ પૂર્ણતા સુધી પહોંચાડનારો રાગ હતો. એ નિઃશંક છે. માટે જ કવિઓને જણાવ્યું પડ્યું કે,

**"સંગસ્તુ સર્વથા હેયઃ, સંગઃહાતું ન શક્યતે ।**
**સંગઃ સદ્ભિઃ સદાકાર્યઃ, સંગઃ સંગસ્ય ભૈષજં ॥"**

જો સંગ છોડી શકાય તેમ ન હોય તો "સજ્જનોનો, વિરાગીઓ અને વિતરાગીઓનો સંગ કરવો..."

પણ સજ્જનોનો સંગ એ જ સંગનું ઔષધ છે. મહાન પુરુષોના ગુણોનો રાગ કરો.

ગુણાનુરાગ કરતાંય ક્યારેક થોડા વ્યક્તિ રાગમાં સપડાઈ જવું પડે છે, પણ જો વ્યક્તિ રાગ-ગુણાનુરાગ પૂર્વકનો હશે તો ચોક્કસ રાગમાંથી છૂટકારો થશે. અહો ! મહા કવિરાજ પૂ. લબ્ધિસૂરીશ્વરજી મ.સા. શ્રી નેમિનાથ ભગવાનનું સ્તવન બનાવી રહ્યાં છે, જણાવે છે, "રાજીમતી રંભાસી નારી", રાજીમતી સામાન્ય નહીં, પણ રૂપવતી સ્ત્રી હતી. રૂપવતી જ નહીં પણ પરિચયવાળી હતી, પણ હે ! નેમિનાથ ભગવાન ! તમે રાજીમતીને જે દિલથી ત્યાગી છે એવુ ત્યાગમય દિલ મને મળી જાય તો પછી મારે કશું જ મેળવવા માટે માંગવું નથી.


J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

"માનું મિલા અખિલ" મને તમામ પ્રાપ્તવ્ય મળી ગયું છે. વ્યક્તિને વફાદાર રહેવું પડે છે. બસ, હવે ધ્યાન રાખો વ્યક્તિનો સહારો જીવનમાં લેવો પડે છે, વ્યક્તિને ચાહવા પડે છે, પણ એ વ્યક્તિના જ્ઞાન-દર્શન અને ચારિત્રના ગુણો નીહાળજો... વ્યક્તિઓ તો માત્ર પેકીંગ છે, માલ મેળવીને પેકીંગને સુયોગ્ય સ્થાને છોડી દેજો. પૂ. લબ્ધિસૂરિ મ.સા.ની પ્રાર્થનાને સાકાર કરજો.



વર્તમાનમાં જે હોંશે હોંશે કષ્ટો
સહન કરે છે, તેને ભવિષ્યમાં
કષ્ટો સહન કરવાનો વારો
આવતો નથી.



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# "પાર્શ્વ કે નામ સે ક્રોડ મંગલ હૈ,
# પદ પદ ઋદ્ધિ પામી... પાર્શ્વ શંખેશ્વર સ્વામી..."



**ગાયા જ કરે છે :**

પૂ. દાદા ગુરુદેવ લબ્ધિસૂરીશ્વરજી મહારાજા અનન્ય પ્રભુભક્ત છે. લોકો માને છે તેઓ કવિ કુલકિરીટ છે, પણ કવિતા સ્ફૂરે ક્યારે ? પ્રભુની સ્તવનાનો ઉદ્‌ગમ થાય ક્યારે ? માત્ર ભક્તિના વશથી જ આ બધું શક્ય છે. માટે વિચારકો, ભક્તો પૂ. દાદા ગુરુદેવને કવિ કુલકિરીટ કહે છે. તેમની એક એક સ્તવના માત્ર શબ્દોનું જોડાણ નથી. તેમની પ્રત્યેક પંક્તિ અંતરના ઉદ્‌ગાર છે. આજ કારણે પૂજ્યશ્રીના સ્તવનો સમસ્ત ભારતમાં પ્રચલિત થઈ ગયા, લાખો કંઠે ગવાઈ ગયા. આજે પણ જેઓને ભક્તિ ગંગામાં ડૂબકી મારવી હોય છે તેઓ પૂ. દાદા ગુરુદેવના સ્તવનોને ગાયા જ કરે છે...

**પ્રભુ પાર્શ્વની પ્રીતીથી પ્રતીતિ વધે છે અને**
**પ્રભુની પ્રતીતિથી પ્રીતિ વધે છે.**

મેં સાંભળ્યું છે કે અજાતશત્રુ મહાપુરુષની કીર્તિ પણ કોઈ સહન ન કરી શક્યા, મિથ્યા આરોપ મૂક્યા, ગુરુ ભગવંત પોતાના પરના આક્ષેપોથી ક્ષુબ્ધ ન હતા, પણ શાસનનું માલિન્ય કરે એ પૂજ્યશ્રીને શેં


J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

પોષાય ? આવા ટાણે પ્રભુ પ્રાર્શ્વનાથ ભગવાનનું વિશેષ પ્રણિધાન કર્યું. પ્રભુ પાર્શ્વને કહ્યું, 'આપની પાસે કમઠ આવ્યો હતો, મારી પાસે પણ કમઠ આવ્યો છે, પણ કમઠ આવ્યા બાદ ધરણેન્દ્ર પધાર્યા હતા. આપની આ ભક્તિ જરૂર ધરણેન્દ્રને બોલાવશે. અને બન્યું એવું જ કે કોઈપણ ઓળખાણ વગર કોઈપણ સંબંધ વગર એક અજાણ્યા અફસરે કહ્યું, 'પૂ. લબ્ધિસૂરીશ્વરજી મ. ઉપર કરેલા આક્ષેપો પ્રપંચ છે, કારણ કેસ કરનાર ખુદ કહી રહ્યા છે. "લબ્ધિ સૂરિને સારા ફસાવ્યા છે." બીજા દિવસે આ અફસરે કોર્ટમાં પોકાર કર્યો. તેનો સાક્ષી હું છું. લબ્ધિસૂરિને ફસાવવા માટે કોઈ સ્થાપિત હિત ભક્તનો પ્રપંચ છે. આ તો એક વાત તમને યાદ કરાવી પણ પૂજ્યશ્રી કહી રહ્યા છે બે વાત...

**પાર્શ્વના નામે ક્રોડો મંગલ છે...**
**પાર્શ્વના નામે પદ પદ ઋદ્ધિ છે...**

પૂ. મહાન આચાર્ય ભદ્રબાહુસૂરીશ્વરજી મ. ઉવસગ્ગહરં સ્તોત્રમાં આ જ વાત કરી છે. જે પૂ.આ. ભદ્રબાહુસૂરિ મ.ની પ્રતીતિ છે તે જ પ્રતીતિ પૂ.આ. દેવ લબ્ધિસૂરીશ્વરજી મ. ને છે. માત્ર એમને જ શા માટે ? લાખો પ્રભુ ભક્ત પરાયણ આત્માને આવી જ પ્રતીતિ છે. મને આ સ્તવન ખૂબ જ પ્યારૂં છે. વિશેષ કરીને દરેક મંગલ પ્રસંગે હું આ સ્તવનમાં મસ્ત બની જાઉં છું. પ્રીતિથી પ્રતીતિ થાય છે, લોકો કહે છે. સાહેબ ! તમારા પગલે પગલે નિધાન છે અને ખરેખર પ્રભુ પાર્શ્વની મહેરથી આવો અનુભવ મને પણ થયા જ કરે છે.

અંતમાં વિચરવાનું છે કે પ્રભુભક્તિ એક મહાન શક્તિ છે. સ્તુતિઓ, સ્તોત્રો, સૂત્રો આ બધા તો હાય-વૉલ્ટેજવાળા, પાવરફુલ સાધનો છે. માત્ર આપણને સ્વીચ શરૂ કરતાં આવડવી જોઈએ.


J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

આત્મામાં અનંત શક્તિ છે, પણ એનું ઉદ્‌ઘાટન કરનાર કોઈ ચાવી તો હોવી જ જોઈએ ને ? આ ચાવી જ ભક્તિ છે. બનારસની પ્રભુ પાર્શ્વની ચાર કલ્યાણક ભૂમિનો જીર્ણોદ્ધાર, હજારો વર્ષ પ્રાચીન ચિંતામણિ પાર્શ્વનાથ વણછરા તીર્થનો જીર્ણોદ્ધાર, સુરતના જગવલ્લભ પાર્શ્વનાથ જિનમંદિરનો જીર્ણોદ્ધાર, અમદાવાદ ગોડી પાર્શ્વનાથ તીર્થનો જીર્ણોદ્ધાર, સુરત પાસે બલેશ્વર-લબ્ધિ-વિક્રમ-રાજયશસૂરિ વિહારધામ શંખેશ્વર તીર્થ. છેવટે હવે પ્રભુ પાર્શ્વ ભક્તિરૂપે આવી રહેલ છે, આઠસો પાર્શ્વપ્રભુના જિનબિંબોના અંજન અને મહેન્દ્રપુરં તીર્થની પ્રતિષ્ઠા.

આખા વિશ્વને જેણે ઘેલું કર્યું છે તેવા ઉવસગ્ગહરં પાર્શ્વનાથ તીર્થની સ્થાપના. આ બધા કાર્યો મેં ઈચ્છ્યા ન હતા, મારી કલ્પનાય ન હતી, પણ પ્રભુ પાર્શ્વનાથની ભક્તિથી થયા...

મારૂં મંગલ થયું, અમારા સૌનું મંગલ થયું, સકલ સંઘનું મંગલ થયું. બસ, આવી મંગલમાલામય જીવનયાત્રા મારી બની રહે, સહુની બની રહે, સહુ આત્માથી પરમાત્મા બને એ જ અભિલાષા...



**જ્યાં મદ છે ત્યાં મદદ હોતી નથી અને જ્યાં મદદ છે, ત્યાં મદ શોભતો નથી.**



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# જો હી હૈ રૂપ તેરા; વો હી હૈ રૂપ મેરા !
# પડદા પડા હૈ બીચમે, આકરકે ઉડાદેના...



અનંત શૂન્યાકારમાં પડેલા એક ધરતી નીચે દબાયેલા, બીજની એક આત્મકથા હોય છે. પ્રત્યેક બીજ જાણે કહી રહ્યું હોય છે, 'અમને વિકસવા દો, બીજમાંથી અંકુરરૂપે વિકસવા દો...'

માટી સાથે મૈત્રી ધારણ કરેલ અંકુરા માટે પ્રમાણમાં સખત લાગે તેવી માટીમાંથી અંકુરને બહાર આવવું છે. બીજ કહે છે : અમારી વિકાસયાત્રામાં અપાર વિઘ્નો આવી શકે છે, પણ અમે વિકાસયાત્રા ચાલુ જ રાખવાના પરિણામે એક છોડ પેદા થાય છે, છોડમાંથી વૃક્ષ પેદા થાય છે અને સૃષ્ટિની અંદર પોતાનું આગવું સ્થાન કરી દે છે...

આવી જ કથા એક ભવ્ય આત્માની હોય છે, ભવ્યને શિવ બનાવવા માટે ભવ્યયાત્રા પણ આવી જ હોય છે.

પ્રત્યેક ભવ્ય જ્યારે સમ્યક્ત્વ પામી અંકુરામાંથી છોડરુપે પ્રગટે છે ત્યારે એક પોકાર કરે છે. આ પોકાર તો મહાકવિ લબ્ધિસૂરીશ્વરજી મહારાજાએ પોતાના સ્તવનમાં ગુંથ્યો છે. પ્રભુની સામે એક નિર્નિમેષ નજર લગાવી કહે છે. 'પરમાત્મા તારા અદ્‌ભૂત સ્વરૂપને નિરખી હું અભિભૂત થઈ ગયો છું...'

અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંતસુખ, અવ્યાબાધસ્થિતિ (શાશ્વત સ્થાન) આ બધુ જોતા તો મારા મોંમાં પાણી આવી જાય છે. ક્યાંક હતાશ થાઉં છું. પ્રભુ તું ક્યાં અને હું ક્યાં ? પરંતુ બીજી જ ક્ષણે યાદ આવે છે. 'મારા અને તારામાં કશો જ ફરક નથી, જેવો હું છું તેવો તું ક્યારેક હતો એ વાત સાચી છે, પણ હવે નિશ્ચયથી કહું છું, ભવિષ્ય ઉજ્જવળ છે.' 'જેવો તું છે તેવો હું છું.' તારા જ સહારે તારા જેવો થવાનો છું. હા, ખટપટ તું નથી કરતો.

તું તો જાણે મૂક સ્વાગત કરવા તૈયાર છે. માત્ર આ પડદો વચમાં માથાકૂટ કરે છે.

પડદો લોખંડી છે, અનંતકાલથી પાંજરૂ બનીને બેઠેલો છે. મારા જેવા અનંતને સતાવ્યા છે, પણ હવે વધારે સતાવતો નહીં.

આ સ્તવન પૂજ્યશ્રીએ પ્રભુ મહાવીરનું બનાવ્યુ છે, તેની પહેલી ગાથા છે... **"મહાવીર મેરે નયના, અમીરસ સે ભરતો દેના."**

જ્યારે સમ્યક્ત્વના અમીરસથી પ્રભુના નયનોને નિહાળે છે, ત્યારથી પડદો હાલી ઉઠે છે. હવે આ પડદાને હટ્યા વગર છૂટકો નથી થવાનો !

આમ, એક ભક્ત પ્રભુને ધ્યાનમાં લાવી મસ્ત બની જાય છે, પણ ધ્યાન પ્રગટાવવા માટે આલંબન પ્રભુની પ્રતિમા છે.

રોજ સવારે - 'પન્નરસ કોડી સયાઇં, કોડિ બાયાલ લક્ખ-અડવન્ના, છત્તીસ સહસ્સ અસીઇં, સાસય બિંબાઈ પણમામિ' પંદર અબજ, બેંતાલીસ ક્રોડ, અઠ્ઠાવન લાખ, છત્રીસ હજાર અને એંસી શાશ્વત બિંબોને પ્રણામ કરતાં મન તલસી ઉઠે છે. ક્યારે એ જિનબિંબોના દર્શન કરીશું ? અત્યારે તો જે થોડા-ઘણા જિનબિંબો મળ્યા છે, જોઈ

શકીએ છીએ, જેના દર્શન પણ કરી શકાય છે, તેને જોઈને મનને પ્રસન્ન કરો.

બાકી, દરેક જિનબિંબને જોતા ભાવ જિનની યાદ, ભાવ જિનની યાદ આવતાં પરમાત્માના મહાસ્વરૂપની યાદ અને પરમાત્માના મહા સ્વરૂપનું ધ્યાન કરતાં આત્માને પણ પરમાત્મા જેવો બનાવવાની તમન્ના જાગે, જાગે અને જાગે...

આખરે, શાશ્વત અને અશાશ્વત જિનબિંબોની સંખ્યા ન ગણી શકીએ, સહુના દર્શને ના પહોંચી શકીએ, માટે કહેવું જ પડે.

જંકિંચિ નામ તિત્થં, સગ્ગે, પાયાલિ, માણુસે લોએ,

જાઈ જિણ બિંબાઈ, તાઈ સવ્વાઈ વંદામિ...

શું સ્વર્ગમાં ? શું પાતાલમાં ? શું પુણ્યવંત મનુષ્ય લોકમાં ? જ્યાં જ્યાં પણ જિનબિંબ છે તે બધાને હું વંદન કરૂં છું. આ વિશ્વમાં અદ્વિતીય આનંદ મેળવવા જેવો હોય તો જિનબિંબના દર્શનથી, જિનતીર્થના દર્શનથી અને છેવટે પરમાત્મા સ્વરૂપ આત્માના દર્શનથી ધન્ય બનજો...



**તમારો સાચો દોસ્ત એ છે કે જ્યારે તમે ગરીબ થઈ જાઓ ત્યારે એ એનો પ્રેમ ઓછો ન કરે અને જ્યારે તમે પૈસાદાર થઈ જાઓ તો પોતાનો પ્રેમ ન વધારે...**



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# "વંદેઽહં આદીશ્વરં"



એક નવી વ્યવસ્થા, એક નવી પરંપરા, એક નવી સમાજ રચના મુશ્કેલીભર્યું કાર્ય છે. આરો બદલાયો, ત્રીજા આરાની પૂર્ણાહુતિ થવા આવી અને ચોથા આરાનો પ્રારંભ થયો. કલ્પવૃક્ષોએ વિદાય લીધી. માનવીમાં નવી નવી કલ્પનાઓ ઉભરાવા લાગી, કુલકરોની પરંપરા વિદાય થવા માંડી તે જ વખતે નાભિરાજાના પુત્ર ઋષભદેવે એક નવા યુગનો વધુમાં વધુ સંસ્કાર કેળવાય, તે માટે શુભ પ્રારંભ કર્યો. આજે પણ એ ભવ્ય વારસો ચાલી રહ્યો છે. ઘણી ઘણી વાતનો ઋષભદેવે આરંભ કર્યો, આદિ કરી તેથી ''પ્રભુશ્રી આદિનાથ' કહેવાયા.

'આદિ' એટલે 'પ્રથમ'. પ્રભુ પ્રથમ 'રાજા' બન્યા. રાજ્યધર્મની સ્થાપના થઈ, પ્રભુ પ્રથમ 'સાધુ' બન્યા, ત્યાગ ધર્મની સ્થાપના થઈ. પ્રભુ પ્રથમ 'તીર્થંકર' બન્યા, પ્રથમ શાસનની સ્થાપના થઈ. આવા શ્રી આદિનાથ પ્રભુનું નામ લેતાં જ સૌથી પહેલાં શ્રી શત્રુંજય ગિરિરાજ ઉપર બિરાજમાન શ્રી આદીશ્વર ભગવંત જ નજર સમક્ષ આવે છે.

તેમની સ્તુતિમાં જણાવ્યું છે..."**વંદેઽહં આદીશ્વરમ્**". સંપૂર્ણ મધુર શ્લોક નિમ્નલિખિત છે.

પૂર્ણાનંદમયં મહોદયમયં કૈવલ્યચિદ્દગ્મયં,
રૂપાતીતમયં સ્વરૂપરમણં સ્વાભાવિકી-શ્રીમયં ।

જ્ઞાનોદ્યોતમયં કૃપારસમયં સ્યાદ્‌વાદ વિદ્યાલયં,

શ્રી સિદ્ધાચલ તીર્થરાજ મનિશં 'વંદેઽહં આદીશ્વરમ્'

આ શ્લોકમાં શ્રી આદીશ્વર ભગવાનનાં દશ વિષેષણો બતાવવામાં આવ્યા છે. પ્રત્યેક વિશેષણ હૃદયને હચમચાવી દે, તેવા છે.

પ્રભુ શ્રી આદીશ્વર પૂર્ણ આનંદમય છે.

પ્રભુ શ્રી આદીશ્વર મહાન ઉદયમય છે.

પ્રભુ શ્રી આદીશ્વર કૈવલ્ય જ્ઞાન અને દર્શનમય છે.

પ્રભુ શ્રી આદીશ્વર વિશ્વના સર્વ રૂપોથી ઉપર છે.

પ્રભુ શ્રી આદીશ્વર માત્ર પોતાના જ સ્વરૂપમાં રમમાણ છે.

પ્રભુ શ્રી આદીશ્વરમાં પોતાના જ સ્વભાવની અનંત લક્ષ્મી છે.

પ્રભુ શ્રી આદીશ્વર જ્ઞાનના મહાન પ્રકાશમય છે.

પ્રભુ શ્રી આદીશ્વર કૃપાના રસ સમાન છે.

પ્રભુ શ્રી આદીશ્વર સંપૂર્ણ વિશ્વને સ્યાદ્‌વાદનું જ્ઞાન પ્રદાન માટે વિદ્યાલય છે.

પ્રભુ શ્રી આદીશ્વર શ્રી સિદ્ધાચલ તીર્થના રાજા છે.

આ પ્રત્યેક પદનો ઉચ્ચાર કરતાં હૃદયમાં એક સંવેદન પ્રગટ થાય છે, હૈયું અહોભાવથી ઉભરાઈ જાય છે.

અમારા પૂજ્ય ગુરુદેવ વિક્રમસૂરીશ્વરજી મ.સા.ની શુભનિશ્રામાં આજથી લગભગ પચાસ વર્ષ પૂર્વે કલકત્તાથી શ્રી સિદ્ધાચલ તીર્થનો છ'રી પાલિત સંઘ નીકળ્યો હતો. એક મહાન ઈતિહાસનું સર્જન હતું. તે વખતે સેંકડો શ્રાવક-શ્રાવિકાઓ **'વંદેઽહં આદીશ્વરં'**નો લાખો

વાર જાપ કરી ધન્ય બન્યા. અનેક પ્રકારની અગવડો-વિવિધ મુશ્કેલીઓ વચ્ચે પણ આ જાપ પોતાની પુણ્યપ્રભા ફેલાવી રહ્યો હતો. આજે પણ અમારા હૃદયમાં ઘણી વખત અજપા જાપ રૂપે આ પુણ્ય જાપ ચાલી રહે છે.

પ્રભુ શ્રી આદીશ્વરના ચરણે મસ્ત બની જવાય છે. આખરે, એ જ પ્રાર્થના કરવાનું મન થાય છે કે,

હે ! આદિનાથ પ્રભુ ! તું હવે અમારા મોક્ષની આદિ કરી આપ. આ જન્મ-મરણના અનંત ચક્રનો અંત કરાવી આપ.



**માનવ મહામાનવ બને એ ચમત્કાર છે, માનવ માનવ રહે એ વિજય છે, પણ માનવ દાનવ બને એ તો પરાજય છે.**



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



## '...એવંકારે ચોરાશી લાખ જીવ યોનિમાંહી મહારે જીવે જે કોઈ જીવ હણ્યો હોય, હણાવ્યો હોય, હણતાં પ્રત્યે અનુમોધો હોય, તે સવિ હું મન-વચન-કાયાએ કરી મિચ્છામિ દુક્કડં...'



**'સાત લાખના સૂત્રને હું વિશ્વ મૈત્રીનું સૂત્ર માનું છું.'** સર્વજ્ઞ સિવાય તમામ જીવસૃષ્ટિને કોઈ જોઈ શક્યું નથી. કોઈ સંપૂર્ણ જીવસૃષ્ટિને સ્વીકારી શક્યું નથી.

કોઈએ જીવસૃષ્ટિ પર હૃદયનો મૈત્રીભાવ વહાવવાનો આદેશ આપ્યો નથી. આપણા છ આવશ્યકમાં શ્રાવકો માટે સાત લાખ સૂત્રની મુખ્યતા છે. શ્રાવકને શ્રાવકની દિનચર્યાને અગ્નિના ગોળા જોડે સરખાવી છે. અગ્નિનો ગોળો જ્યાં જાય ત્યાં સહુને બાળતો જાય છે. તેમ શ્રાવક ગમે તેટલી સાવધાની રાખે છતાંય નાના મોટા જીવોને તે તેના દ્વારા પીડા-કિલામણા-ત્રાસ થતાં જ રહે છે. તેથી શ્રાવક જ્યારે આ સૂત્ર ભાવપૂર્વક બોલે છે ત્યારે એના હૃદયમાંથી એક પશ્ચાત્તાપ ઉછળતો દેખાય છે.

માત્ર પશ્ચાત્તાપ જ થાય છે તેમ નહીં, પણ એક જાગૃત શ્રાવક રોજ-રોજ એવી દિનચર્યા બનાવવા તત્પર થતો હોય છે કે, જેનાથી કોઈપણ


J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

જીવને વધુ તકલીફ ના પડે. એક રીતે કહીએ તો આ 'સાત લાખ સૂત્ર' આપણાં 'ઇરિયાવહિયા' સૂત્રનો જ ભાવાનુવાદ છે. ઇરિયાવહિયા સૂત્રની ભાવનામાં ચઢતાં ચઢતાં અઈમુત્તા મુનિએ કેવલજ્ઞાનની પ્રાપ્તિ કરી હતી. આવા સૂત્રોમાં મહાપુરુષોની અનંત ઊર્જા સમાયેલી હોય છે. ભાવનાશીલ બનવાથી એ ઊર્જાનો અનુભવ આપણને થવા માંડે છે, હૈયું નરમ પડે છે, કઠોરતા દૂર થાય છે, કોમળતા આવે છે, આવેશો અને આવેગો શાંત પડે છે, સંવેગ અને વૈરાગ્યની વૃદ્ધિ થાય છે, જીવનનો એક નવો પ્લાન આંખ સમક્ષ આવવા માંડે છે.

આવા સૂત્રોના ભાવમાં આગળ વધતા હિંસામય શ્રાવક જીવન છોડી અહિંસામય સાધુ જીવન સોહામણું લાગવા માંડે છે. નિરવદ્ય અને વ્રતમય જીવન જીવનાર અઢી દ્વીપમાં રહેલા સમસ્ત સાધુ-સાધ્વીજી ભગવંતને ભાવવંદના કરવાનો ઉમળકો આવી જાય છે, સહજ અને સમર્પિત ભાવે ભાવવંદના થઈ જાય છે, સમસ્ત વિશ્વના જીવો જાણે હું પોતે જ છું તેવો ભાવ આવવા માંડે છે, કોઈપણ જીવનું દુઃખ આપણાથી સહન થતું નથી, આખરે સર્વ જીવો મોક્ષ પામે તેવી ભાવના ઉછળવા માંડે છે.

આવી જ કોઈ ભાવના આગળ વધતા **'સવિજીવ કરું શાસન રસી'**ની ભાવના આકાર લે છે. ભવિતવ્યતા હોય તો આવા સૂત્રોના સહારે પણ તીર્થંકર નામકર્મ નિકાચિત થઈ શકે છે.

અમને લાગે છે કે પ્રત્યેક શ્રાવકે, પ્રત્યેક શ્રાવિકાએ 'સાત લાખ અને પહેલે પ્રાણાતિપાત'નું સૂત્ર ભાવપૂર્વક બોલી પ્રતિક્રમણની ભાવના આત્મામાં સ્થિર કરવી.

આત્માને શુદ્ધ કરી આત્મામાં પરમાત્માનું રૂપ પ્રગટ કરવું જોઈએ.





J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# વસુધૈવ કુટુમ્બકમ્



સુંદર દેહ, મનોહર રૂપ, અપાર સંપત્તિ, સંપૂર્ણ સત્તા આ કશું માનવીને મહાન બનાવી નથી શકતું, પણ માનવીની મહાન દૃષ્ટિ જ મહાન બનાવી શકે છે.

મોહ એ મૂંઝવનારો છે, ગુંગળાવી દેનારો છે, વિશેષ રીતે કહીએ તો અંધાપો આપનારો છે, જ્યારે મોહ દૂર થાય છે ત્યારે મમત્વ દૂર થાય છે, જ્યારે મિથ્યાત્વ દૂર થાય છે ત્યારે દર્શનમાંથી સમ્યગ્દર્શન થાય છે.

નાનામાં નાના જીવ તરફ દૃષ્ટિ જતાં સમજાય છે કે દરેક જીવ પોતાનું જીવન ટકાવી રાખવા સતત સંગ્રામ ખેલી રહ્યો છે. સમ્યગ્દર્શનના બળે સમજાય છે કે જેવો હું આત્મા છું એવો આ કીડી-મંકોડાનો પણ જીવ છે. મને સુખની નજીક જવાનું મન થાય છે, દુ:ખથી દૂર થવાનું મન થાય છે. એમ જગતના તમામ જીવો સુખ તરફ આકર્ષાય છે દુ:ખથી ઉદ્વેગ પામેલા છે. જ્યારે એક જ સરખી વાત સહુમાં દેખાય છે ત્યારે સહુના પ્રતિ સદ્ભાવ જાગે છે. આ સદ્ભાવને આગળ વધારીએ તો એમાં કૌટુમ્બિક ભાવના જાગે છે. માનવ સહજ રીતે પોતાનું અને પોતાના પરિવારનું રક્ષણ કરવામાં ઉમળકાવાળો જ હોય છે. સમ્યગ્દર્શની આત્મા સમસ્ત વસુધાને એટલે સમસ્ત પૃથ્વીને

પોતાનો પરિવાર ગણવા લાગે છે. હવે એના માટે કોઈ પરાયું રહેતું નથી. આવી ભાવનામાંથી જ અહિંસા પાંગરે છે. જગતના કોઈપણ જંતુને, કોઈપણ પક્ષીને, કોઈપણ પ્રાણીને, કોઈપણ માનવને દુઃખ થાય તે સમ્યગ્દર્શનવાળાને રૂચતું નથી. **અહિંસાની ભાવના એટલે જ સ્વદર્શનમાંથી સર્વદર્શનમાં પ્રવેશ.**

લગભગ દરેક ધર્મમાં આવી વિભાવના છે જેના વડે માનવ સમજી શકે છે, કે આ સૃષ્ટિમાં કોઈપણ જીવને જરાપણ હાનિ ન પમાડવાનો ભાવ ફલિતાર્થ છે. કેટલાક લોકો કહે છે આ વિશ્વ એ ભગવાનનું સર્જન છે, તો હે માનવ ! આ ભગવાનના સર્જનનો વિનાશ તું કેવી રીતે કરી શકે ? જેણે તને જન્મ આપ્યો છે એ તારા ઈશ્વરે અન્યને પણ જન્મ આપ્યો છે. તો પછી તું તારા જ એ બાંધવોને ત્રાસ કેમ આપી શકે ? એવી શું વિવશતા છે કે તું તારી થોડી ભૂખ શમાવવા માટે કોઈ જીવનો, કોઈ પ્રાણીનો જીવ લઈ લે ? આ અધિકાર તને નથી. આ તારો ભગવાન પ્રત્યેનો વિશ્વાસઘાત છે, આ તારી પરમાત્મા પ્રત્યેની કૃતઘ્નતા છે, જરાક વિચાર કરશો તો કોઈપણ પ્રાણીઓને મારવા માટે તમારું મન તૈયાર નહીં થાય.

જેની ભાવાભિવ્યક્તિ આપણે સમજી શકીએ છીએ, જેના ભાવો આપણને અસર કરે છે. એવા પ્રાણીઓનો કોઈપણ અપરાધ ન હોવા છતાં આપણે તેનો નાશ કેવી રીતે કરી શકીએ ? સાત્વિકતાથી વિચારશો તો તમે હિંસા કરવા માટે તૈયાર નહીં થઈ શકો. આવા જ કારણે જૈન શાસ્ત્રકારોએ આહાર દશામાંથી અણાહાર દશા તરફ જવાનું લક્ષ્ય રાખ્યું છે.

વર્તમાન જગતમાં પણ ઘણાં ઘણાં વિચારકો પેદા થયા છે. જન્મજાત માંસાહાર કર્યા હોવા છતાં તેઓ દયાભાવે સમસ્ત જીંદગી

માટે માંસાહાર ત્યાગ કરે છે. આવો ત્યાગ કર્યા બાદ તેમના મનમાં એક અદ્ભુત શાંતિનો અનુભવ થાય છે.

મને લાગે છે જો પ્રત્યેક જૈન પરમાત્માનું અહિંસા દર્શન વિશ્વને બતાવે તો વિશ્વમાં અવશ્ય પરિવર્તન આવે. કેટલાય લોકો અજ્ઞાની હોય છે. એ શું કરી રહ્યાં હોય છે એની એમને ખબર હોતી નથી. આવી વિશ્વની જનતાને ધિક્કાર અને તિરસ્કારથી ન જોતાં એના પર પ્રેમ વહેવડાવો, કરૂણા વહેવડાવો એ સહુને મિત્ર માની પ્રેમથી સમજાવો, જ્યાં હૃદયમાં બીજા માટે સદ્ભાવ હોય છે ત્યાં સત્કાર્ય થયા વિના રહેતું નથી.

**'સવિ જીવ કરું શાસન રસી'**ની પરમાત્માની પ્રબળ ભાવનાને સમજજો, એનું પૃથ્થકરણ કરજો, તમે પ્રેરણાથી ઉભરાઈ જશો. પ્રભુનો સંદેશ તમે જનજનમાં ફેલાવી શકશો.



**આરાધના એ કલ્પવૃક્ષની છાયા છે,**
**વિરાધના એ કંટક વૃક્ષની છાયા છે.**



# જો હિ હૈ રૂપ તેરા, વો હી હૈ રૂપ મેરા,
# પડદા પડા હૈ બીચમેં, આકર કે ઉડા દેના !



પ્રભુ દર્શન થાય છે, મન પુલકિત બની જાય છે. હૃદયમાં અનેક ઊર્મિઓ ઉછળવા માંડે છે. પછી પ્રતિમા, પ્રતિમા નથી રહેતી, સાક્ષાત્ પ્રભુનું તેમાં અવતરણ થાય છે. પ્રભુની દેદિપ્યમાનતામાં મન મુગ્ધ થઈ જાય. પ્રભુના પ્રત્યેક અંગો નિહાળતા રોમાંચ ખડા થઈ જાય છે. કોઈપણ ભૌતિક સમૃદ્ધિથી ન મળે એટલું સુખ થાય છે. "વિશાળ લોચન" સૂત્ર કેવી સુંદર વાત કરે છે. પેલા સમ્યગ્દષ્ટિ દેવો જ્યારે તારો અભિષેક મહોત્સવ કરે છે ત્યારે એ આનંદની આગળ પેલા સ્વર્ગના તમામ સુખને એક તણખલા જેવું પણ ગણતાં નથી **"तृणमपि गणयन्ति नैव नाकं"** અહો ! અહો ! શું ભવ્ય ! આ અનુભવ છે. અહીં મનનો મોરલો નાચી ઊઠે છે, પણ પછી પ્રભુ આપનો દેહ પણ દેખાતો બંધ થઈ જાય છે, હવે નથી પ્રતિમા, નથી દેખાતો પુણ્યવંત દેહ, હવે તો માત્ર દેખાય છે માત્ર આપનો આત્મા, ઘાતીકર્મથી મુક્ત થયેલા આત્મ પ્રદેશ, પ્રત્યેક પ્રદેશે ખીલી રહી છે જ્ઞાનની જ્યોતિ, આનંદની ઊર્મિ. બસ, અહીં હવે સમાધિ લાગવા માંડી છે, અહીં હવે લય પેદા થાય છે. પ્રભુ અદ્ભુત અદ્ભુત આપનું રૂપ અદ્ભુત છે અને ત્યાંથી જ જાણે એક ગેબીનાદ પેદા થાય છે. મનમાં સમજાય છે કે, પ્રભુનું જેવું આત્માનું સૌંદર્ય છે તેવું જ મારા આત્માનું સૌંદર્ય છે. તારા અને મારા કેવલજ્ઞાનમાં, કેવલ

દર્શનમાં, અનંત સુખમાં જરાય ફરક પડતો નથી. એક રૂપિયાનો પણ નહીં, એક આનાનો પણ નહીં, એક દમડીનો પણ નહીં. બસ, તારા જેવો જ મારો આત્મા છે.

કારમી ચીસ પડી જાય છે. આમ છતાં તારામાં મને મહાન પ્રકાશ દેખાય છે. મારામાં મને ઘોર અંધકાર દેખાય છે. શું કરવું એ સમજ પડતી નથી અને ત્યાં જ કવિવર લબ્ધિસૂરીશ્વરજી મ.સા.નો દિવ્યનાદ સંભળાય છે. **'પડદા પડા હૈ બીચમેં આકર કે ઉડા દેના'** બસ, આ કર્મનો પડદો પડી ગયો છે, હે દીનદયાળ ! બીજું કશું કરવાનું નથી. હવે માત્ર પડદાને ઉડાવી દેવાનો છે, ખસેડી દેવાનો છે.

જ્યારે આ પડદો હટશે ત્યારે હું પણ પ્રભુસમ બની જ જઈશ. આપણે ખ્યાલ રાખવાનો છે, પ્રતિક્ષણે સંવેદન કરવાનું છે કે હું અનંત જ્ઞાન છું, અનંત દર્શન છું, અનંત સુખમય છું, આ સંવેદના જેટલી તીવ્ર થશે તેટલા કર્મોના પડદા હટશે.

આ સંવેદનાની વચમાં એવું ના આવવું જોઈએ કે હું રૂપવાન છું, સૌંદર્યવાન છું, હું ધનવાન છું, હું સત્તાવાન છું, આ બધી સંવેદનાઓ તમને અનંતની સંવેદનાઓ વચ્ચે અંતરાય કરશે. માટે લાગી જાવ કોઈ દિવ્ય સંવેદનામાં, જેવું ધ્યાન ધરશો તેવા થશો.

ગુરુ ભગવંત લબ્ધિસૂરીશ્વરજી મહારાજાએ પોતાની આત્માનુ-ભૂતિને અત્રે રજૂ કરી છે. એવી ટોચ પર પહોંચેલા એ ભક્ત કવિ હતા કે માત્ર એક પડદો જ તેમને સતાવી રહ્યો હતો. તેમના જેવી આત્મ-સંવેદના આપણામાં પ્રગટે તો આપણને પણ લીલાલહેર થઈ જાય.

આજની ૫૮મી પુણ્યતિથિએ આ ગ્રંથ ચિંતન કરતાં ચારે બાજુથી ઘેરાયેલા મન દ્વારા આપના જેવી આત્મ સંવેદના થાય એ જ પ્રાર્થના.





J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



## तव प्रेष्योस्मि, दासोऽस्मि, सेवकोऽस्मि, अस्मि किंकर:
## ओमिति प्रतिपद्यस्व, नाथ ! नात: परं ब्रुवे !

વીતરાગ સ્તોત્ર ૨૦મો પ્રકાશ



ઓ મારા વીતરાગી પ્રભુ ! હું તારો પ્રેષ્ય છું... હું તારો દાસ છું... હું તારો સેવક છું... હું તારો કિંકર છું.

આ દર્દભર્યો પોકાર કરી રહ્યા છે - કલિકાલસર્વજ્ઞ **હેમચંદ્રાચાર્ય મ.સા.**

હું પ્રેષ્ય છું માટે તું મને જ્યાં મોકલવો હોય ત્યાં મોકલ...

હું દાસ છું તેથી તું મને તારી ચાકરી કરવાનો અવસર આપ...

હું સેવક છું તેથી મને સેવા કરવાનો મોકો આપ...

હું કિંકર થઈને કરગરું છું, તું મને હું શું કરું એનો હુકમ કર...

આખુંય મહાન વીતરાગ સ્તોત્ર બનાવ્યા પછી કલિકાલ સર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય મ.સા. સહસા બાળક જેવા બની જાય છે. ભક્તિથી ભરેલા ગદ્ગદ્ થતાં હૃદયમાંથી વેદના પ્રગટે છે. બસ, તને જે રીતે હું અનુકૂળ થાઉં તે રીતે તું મારો સ્વીકાર કર.

**I am at your disposal.**

તારે જે કરવું હોય તે કર પણ મારી સાથે ભક્તિમય પ્રીતિનો સ્વીકાર કર. બસ, જ્યારે અનન્ય શરણાગત ભાવ આવે ત્યારે જ કલ્યાણ થાય છે.

સંસારમાં કોના કોના શરણમાં નથી જવું પડતું ? એક નગરમાં એક ભાઈ રહેતા હતા. નગર નાનું હતું. પોતાનો જાણે નગરશેઠ જેવો

મોભો હતો. કોઈ કારણથી શહેરમાં કર્ફ્યુ જાહેર થઈ ગયો હતો. શેઠ રૂઆબથી શહેરમાં નીકળી પડ્યા. કરોડપતિ આ શેઠને એક સામાન્ય પોલીસે રોક્યા. ઘણી ઓળખાણ આપી. હું કોણ છું કહીને ધમકી પણ આપી, પણ પેલો પોલીસ કહે તમે ગમે તે હો, આ નગરના શેઠ નહીં, રાજા પણ હો, પરંતુ મને સરકારનો હુકમ છે, કર્ફ્યુમાં કોઈને બહાર ન જવા દેવા. શેઠે જોયું હવે કોઈ આરો કે ઓવારો નથી. આખરે હાથ જોડ્યા, ભાઈ મને છોડ તને ખુશ કરી દઈશ. શેઠ હું પૈસા મળવાથી ખુશ નથી થતો. હું તો ખુશ થાવ છું મારી ફરજ બજાવવાથી.

શેઠને લાગ્યું હવે વધારે ચર્ચા કરીશ તો અંદર જવું પડશે. શેઠ ઢીલા થયા, કરગરવા માંડ્યા. ભાઈ મને છોડી દે પેલા કહે તમને શિક્ષા તો થશે જ. શેઠે કહ્યું શું શિક્ષા ? પેલા પોલીસે કહ્યું આ સાયકલ તમારા ખભા ઉપર મૂકો અને પાંચ દસવાર ઉઠ-બેસ કરો. શેઠને થયું હવે શરણાગત થયા વિના છૂટકો નથી, સાયકલ સહિત ઉઠ-બેસ કરી.

શેઠ મને કહે, 'સાહેબ ! શું નથી કરવું પડતું ! સાચી વાત કરી, પછી કહે **"સાહેબ ગરજે તો ગધેડાને પણ બાપ કહેવો પડે છે."** આ તો એક દાખલો છે. તમે તમારા સંસારી કામો માટે કોને કોને કરગરો છો ? એની યાદી બહુ લાંબી છે. પોતાની સ્ત્રીને પણ કરગરવું પડે, છોકરાને પણ લાગ આવે કરગરવું પડે, એક સામાન્ય જનને પણ કરગરવું પડે, બસ, આવી શરણાશ્રિતતાથી કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય સંસારનું નાટક સમજી ગયા છે માટે જ કહે છે...

બસ, છોડ, પરિવારને છોડ, શેઠ શાહુકારને છોડ, સત્તાધારીઓને છોડ, તમામ સ્વજનોને છોડ, પ્રિય પત્નીને, પ્રિય પુત્રો સર્વને છોડ.

અને નિષ્કારણ બંધુ એવા વીતરાગના શરણમાં આવી જા. જગત્ આખાના તો દાસ - પ્રેષ્ય - સેવક અને કિંકર અનંતવાર બન્યા છો. હવે જગતના નાથનો એકજ વાર શરણાશ્રિત બન, તારી ભવયાત્રા વિરામ પામી જશે. તું શાશ્વત સુખનો ભોક્તા બની જઈશ.



# જીર્ણે ભોજનમ્ આત્રેયઃ, કપિલઃ પ્રાણીનાં દયા
# બૃહસ્પતિઃ અવિશ્વાસઃ, પાંચાલ સ્ત્રીષુ માર્દવમ્ ॥



રાજાનો દરબાર ભરાયો છે. ચાર મહાન વિદ્વાનો પોતાના રચેલા સુંદર ગ્રંથો લઈને આવ્યા છે. ગ્રંથો ખૂબ મહત્ત્વપૂર્ણ છે. આત્રેય નામનો પંડિત શરીર સ્વસ્થ રાખનાર આયુર્વેદનો મહાનગ્રંથ લઈને આવ્યો છે. કપિલપૂરા ધર્મશાસ્ત્રોની, વેદોની, પુરાણોની, આગમોની અને પિટકોની વાત લઈને આવ્યા છે.

બૃહસ્પતિ નામના પંડિત સમગ્ર નિતિના મહાનગ્રંથ બનાવીને આવ્યા છે. પંચાલ નામના પંડિત સ્ત્રીની સાથેની રતિક્રિયાના મહાન ગ્રંથો લઈને આવ્યા છે.

રાજા કહે છે : 'મારી પાસે આ ગ્રંથોને સાંભળવાનો સમય નથી.' પંડિતોએ કહ્યું, "સમય આપો તો અમે ટુંકાવીને સંભળાવીએ.' એક વર્ષ પછી પ્રત્યેક પંડિત ચાર-ચાર પાના લઈને આવ્યા. રાજા કહે છે કે મારી પાસે સોળ પાના સાંભળવાનો સમય નથી, પંડિતો મંત્રીને પૂછે છે શું કરવું ? મંત્રીએ કહ્યું દરેક જણ ચાર-ચાર શ્લોકમાં તમામ ગ્રંથોનો સાર લખી દો. ચાર મહિના પછી પંડિતો ચાર-ચાર શ્લોક લખીને આવ્યા. રાજાએ કહ્યું, હવે એક કામ કરો. એકજ વાર તકલીફ લો તમે ચારેય જણ મળીને એક જ શ્લોક બનાવો અને મને એ એક જ શ્લોક


J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

સંભળાવી દો. પણ બધામાં પોત-પોતાના શાસ્ત્રનું રહસ્ય આવી જવું જોઈએ અને ઉપર જણાવ્યો છે એ શ્લોક ચાર - મહાન - મહાનતર - મહાનતમ ગ્રંથના સારરૂપ હતો. આપણે એક-એક પાદને શ્લોકના ચોથા ભાગને વિચારતા જઈએ.

પહેલું પદ છે, "જીર્ણે ભોજનમાત્રેય:" હમણાં એક મેડીકલ રીપોર્ટ આવ્યો. ડાયાબિટીશની અબજો રૂપિયાની દવા પ્રતિવર્ષ દર્દીઓ ખાઈ જાય છે. કોણ જાણે હવે આ યુગમાં ભોજનને દવારૂપે વાપરવાનું શાણપણ ઉડી ગયુ છે. અને દવાને ભોજનરૂપ બનાવવાનું ગાંડપણ ઉપડ્યું છે.

આ નવા માનવને ઉણોદરી શબ્દ સમજાતો નથી અને કદી સમજાવીએ તો પણ ઉણોદરી શબ્દ ગમતો નથી, પણ ડાયટ કન્ટ્રોલ બોલો તો તે શબ્દ સાંભળવામાં ગમે છે પણ ભોજનની લાલસા અને ફાસ્ટફુડની ભરમાર ડાયૂટ કંટ્રોલ શબ્દ વારંવાર ગોખે છે. પણ ડાયટ કંટ્રોલ કરતા નથી. એ વાત નક્કી જ છે કે ગમે તેવું થાય પણ ભૂખ ન લાગી હોય તો ના જ ખાવું આગળ એકવખત ખાધેલો ખોરાક ના પચ્યો હોય ત્યાં સુધી ના જ ખાવું. ફરવાના, સાચું કહું તો રખડવાના બહાને બાહરની જે પણ ખાણી-પીણી મળે છે તે જોઈને મન લલચાઈ જાય છે અને પોતાની તબિયત બગાડી પોતે તો દુ:ખી થાય છે, પોતાને લાગતા વળગતા બધાયને દુ:ખી કરે છે. મહાપુરુષોએ તો વારંવાર સમજાવ્યું છે કે, **"જીવવા માટે ખાવાનું છે, પણ ખાવા માટે જીવવાનું નથી."** પણ સાદગી ખાવા-પીવા, પહેરવા-ઓઢવામાંથી નીકળી ગઈ છે અને આપણે પોતાની જાતને અને જગતને દુ:ખના ખાડામાં ધકેલી દીધા છે.

આ વિશ્વમાં મને તો લાગે છે થોડી પણ ઉણોદરી કરીને રોજ એકાસણા કરનાર આત્મા મહાન છે. પોતાનું હિત તો કરે છે, પણ

જગત આખાનો ઉપકાર કરે છે. ઉત્તરાધ્યયન સૂત્રના ગ્રંથકાર ફરમાવે છે, “તેગિચ્છં નાભિનંદેજ્જા” ચિકિત્સાથી ઔષધિથી ખુશ ના થાવ. **દવા લેવી એટલે આપણે સંયમનું લીલામ કરવું પડે છે.** યમ-નિયમ વિનાનો યોગ પણ સિદ્ધ થતો નથી એવું પતંજલિ મહર્ષિએ બતાવ્યું છે, પણ આપણી ઝક છે મહાપુરુષોનું કહ્યું ના માનવું અને પોતાનું ધાર્યું જ કરવું અને આખરે પીડાઈને પસ્તાવું.

બસ, જો જગત આટલો જ નિયમ પાળે કે પહેલાનું ખાધેલું પચે પછી જ જમીએ. તમારે ચા બનાવવી હોય તો સગડી પેટાવવી જ પડે. તેમાં અગ્નિ પેદા થવો જ જોઈએ. પચી જવાની નિશાની એ જ છે ભૂખ લાગવી, ભૂખ ત્યારે જ લાગે કે જઠરાગ્નિ પ્રગટ્યો હોય પ્રદીપ્ત થયો હોય. આ ઉણોદરીના આચારમાં પ્રગતિ કરશો તો ઘણા રોગથી મુક્ત થઈ જવાશે.

પેલા એક વૈદ્યને પૂછ્યું હતું, ઉણોદર રહેવાની કે માપસર પ્રમણોપેત જ ખાધું છે તેની નિશાની શું ?

તેમણે કહ્યું સાચી ભૂખ લાગ્યા બાદ જેટલી ઝડપથી તમે પાટલા પર બેસો તેટલી જ સ્ફૂર્તિથી ભોજન કર્યા બાદ પાટલેથી ઊઠો યાને ભોજન કરીને ઊઠો એ જ ઉણોદરી વ્રતનું સર્ટીફિકેટ છે. બાકીના પદો પણ આટલા જ મહત્ત્વપૂર્ણ છે. આપણે આવતાં અંકે તેના પર વધુ વિચાર કરીશું.





J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# "પાર્શ્વ શંખેશ્વરા સારકર સેવ કા, દેવકાં એવડી વાર લાગે !"



અત્યારે હું કલાપૂર્ણ ઉપાશ્રયમાં શંખેશ્વરતીર્થમાં બેઠો છું. ગઈકાલેજ રવિપુષ્ય નક્ષત્રના પુણ્યયોગમાં શંખેશ્વરમાં પ્રવેશ થઈ ગયો છે. કાલે તો પરિશ્રમ હતો. પૂનમ પછીના રવિવારના કારણે ભીડ પણ ખૂબ હતી. જો કે ધ્યાનાનુસંધાન, નયનાનુસંધાન, આત્માનુસંધાન તો પ્રભુ સાથે થઈ શક્યું, પણ સમય વધુ આપી ન શકાયો. વિક્ષેપ ચાલતો જ રહ્યો. આજે ખૂબ આનંદ થયો. એ નયનોમાં, એ મુખારવિંદમાં એવું જાદું ભર્યું છે કે, શરીરના રોમાંચ ઊભા થઈ જાય છે. આ તો મારી વાત થઈ. કદાચિત્ તમારી પણ વાત આવી જ હોવી જોઈએ, પણ આજે પેલા ઉદયરત્નજીનો પોકાર સંભળાય છે. "પ્રગટ પાતાલથી પલકમાં તે પ્રભુ..." પ્રતિમાજી પર કબજો લઈને ઠાકોર બેઠો છે, પણ ઉદયરત્નજી તો ઠાકોરને શા માટે કશું કહે ! અરે ! જો તમારામાં પ્રભુને કરગરવાની આવડત હોય, શક્તિ હોય અને ખુમારી હોય તો દુનિયામાં કોઈપણ શક્તિ પાસે કરગરવાની જરૂર નથી અને આજે આ ચૈત્યવંદન ભાવપૂર્વક બોલતા ઉદયરત્નજીનો ભાવવાહી લલકાર સંભળાયો.

હે ! મારા શંખેશ્વર પ્રભુ...!

તું મારી સાર કર, સહાય કર, રક્ષા કર, મારી વાત માની જા, મારા નયનોની અનંત તૃષાને શાંત કરી દે અને ઉદયરત્નજી સાંકળા જુએ છે, સામે ઝગમગતો શંખેશ્વર દાદો બંધ આંખે પણ પ્રત્યક્ષ દેખાય છે, પણ આંખ ખૂલતા દાદા તું અલોપ કેમ થઈ જાય ? મને નહીં તારે તો સકલ સંઘને દર્શન આપવાના છે. દર્શન જરૂર થવાના છે, માટે ઉદયરત્નજી કહે...

**"દેવ કાં ! એવડી વાર લાગે."**

બસ, મારી ભક્તિમાં જોર છે... તું મહાન દાતાર છે, છતાંય વાર કરે છે. નહીં સહન થાય અને પેલા ઠાકોર જોતાં રહ્યાં, કમાડ ખુલી ગયા, ઠાકોર મુંઝાઈ ગયા. દેવ હવે મારૂં શું ચાલે તારે ભક્તોની વાત તો માનવી જ પડે, ને તારે સ્વયં દર્શન આપવા હોય તો હું કઈ વાડીનો મૂળો ! અને એક અવ્વલ દાખલો જૈન ઈતિહાસમાં નોંધાઈ ગયો, પણ દાખલો જો આપણે વિચારક હોઈએ તો આપણી દૃષ્ટિ ખોલી નાંખે છે. જીવનમાં સમર્પણનું બળ જગાવો. તમે જેટલા જેટલા દેવ-ગુરુ અને ધર્મને સમર્પિત થતા જશો તેટલી તમારામાં એ પડકાર શક્તિ પેદા થશે. તમે વિશ્વની કોઈપણ વ્યક્તિ કે કોઈપણ પરિસ્થિતિને પડકારી શકશો. માત્ર પરિસ્થિતિને જ પડકારી શકશો એટલું જ નહીં પણ, તમે તમામ પ્રતિકૂળ પરિસ્થિતિને અનુકૂળ પરિસ્થિતિમાં પલટાવી શકશો. **જેમ બેન્ક બેલેન્સ મજબૂત હોય તેના અવાજમાં રણકાર હોય છે તેમ સમર્પણ એ આપણું મહાન બેલેન્સ છે.** જ્યારે એ બેલેન્સ મજબૂત હોય છે ત્યારે આપણી સામે કોઈ પરિસ્થિતિ વિપરીત થઈ શકતી નથી.

ભક્તિની વાતો માત્ર સાંભળવા માટે નથી. એ વાતો તો જીવવા માટે છે. મનુષ્ય તરીકેનું ૫-૫૦-૧૦૦ વર્ષનું આયુષ્ય પૂર્ણ કરી દેવું એ

એક વાત છે અને પળ-પળ શ્રદ્ધાથી છલકાતા રહેવું એ જુદી વાત છે. શ્રદ્ધા અને આત્મવિશ્વાસ હંમેશા વિજય અપાવે છે, પણ આપણું શ્રદ્ધેય મજબૂત હોવું જોઈએ. કેટલાક કહે છે, "તીર્થંકરો તો વીતરાગ હોય છે તે શું કરી શકે ?" મેં કહ્યું વાત તમારી સાચી જ છે. તીર્થંકરો કશું જ ના કરી શકે. એટલે ભાઈ તમે પણ આવું જ માનો છો અને હું પણ આવું જ માનું છું. તીર્થંકરો કશું જ ના કરી શકે.

પણ, હું એનાથી આગળ માનું છું કે, જે કશું કરતા નથી તેની ઉપસ્થિતિથી, હાજરીથી તેના પ્રભાવથી બધું જ થઈ જાય છે. સૂરજે કોઈ ગાડી દોડાવી નથી, કોઈ ઘોડાગાડી હાંકી નથી. કોઈ ટ્રેન કે પ્લેન ચલાવ્યું નથી. છતાંય બધુ જ એનાથી થાય છે.

બસ, જયવીયરાયના પેલા **"હોઉ મમં તુહ પભાવઓ"** એ શાસ્ત્રના વચનને શાસ્ત્રકારોનું અનુભવ વચન માનો. તમે પોતે જ આ કાળમાં ઉદયરત્ન બની જશો.



**હું અવગુણનો મહાસાગર છું, આવું લાગશે તો કોઈના ગુનામાં આનંદ નહીં આવે. કોઈના ગુનામાં આનંદ નહીં આવે તો ગમ ખાતા આવડશે. ગમ ખાતા આવડશે તો કષાયો પર કાબુ મેળવાશે.**



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# અહિંસા પરમો ધર્મ



ગુજરાતના એક વખતના મૂર્ધન્ય લેખક હતા શ્રી રમણલાલ વસંતલાલ દેસાઈ. એમણે એક જગ્યાએ સુંદર કલ્પના કરી છે. એ લખે છે, વર્ષો પૂર્વેનો આદિ માનવ જંગલમાં રહેતો હતો. પ્રાણીઓને મારીને કાચું માંસ ખાતો હતો. ત્યારે કોઈ સમાજ જેવી રચના ન હતી. જંગલમાં ફરતાં માનવો એમ જ રખડ્યા કરતા હતાં, પણ એકવાર શિકારી એવા એક માનવની બીજા માનવ પર નજર પડી. પ્રાણીને મારવા ટેવાયેલા આ માનવો એક બીજા પર આક્રમણ કરીને જ જીવતા હતા, પણ કોઈ એક શુભ ઘડીએ બે માનવની દૃષ્ટિનું મિલન થયું. કોઈ પણ કારણે બંનેને એક-બીજાનું આકર્ષણ થયું. તેઓની આંખોમાં ડર, ભય આક્રમણકારીતાના સ્થાને કંઈક સ્નેહ અને સંપ મળ્યા. એકબીજાને મારવાનું ભૂલી ગયા એ અહિંસાનો પહેલો બનાવ બન્યો. જ્યારે તેઓ અહિંસાના કારણે નજીક આવ્યા ત્યારે જ આ માનવસમાજના અસ્તિત્વનો પાયો નંખાયો અને ધીમે ધીમે એક સુંદર વિશ્વ બન્યું. હજી કેટલાંય લોકો પોતાની પશુવૃત્તિને છોડી નથી શક્યા. એટલે જ વિકસિત વિશ્વ પર હવે સર્વ વિનાશનો ભય ઝૂમી રહ્યો છે. રમણભાઈનું આ ચિંતન આપણને એક સુંદર દિશા બતાવી રહ્યું છે. જૈન શાસ્ત્રોમાં તો અહિંસાની વાતો શબ્દે-શબ્દે, શાસ્ત્રે-શાસ્ત્રે, ગ્રંથે-ગ્રંથે અને પાને-પાને

હોય જ પણ મહાન વૈદિક ધર્મ જેને આપણે હિંદુ ધર્મરૂપે જાણીએ છીએ. ભારતીય સંસ્કૃતિના પ્રાણરૂપ ચિંતનગ્રંથ એટલે મહાભારત જેવા ગ્રંથમાં આ શુભાષિત કંડારાયેલું છે.

**અહિંસા પરમો ધર્મઃ**

કોઈએ સાચું જ કહ્યું છે, હરણને કોળીયો કરી જતી સિંહણ પણ અહિંસક જ છે. કોઈ પૂછે છે. ક્યારે ? ક્યારે સિંહ અહિંસક છે ? ચિંતન કહે છે, એ જ્યારે પ્રસૂતિ કરે છે ત્યારે તેના નવા શિશુ પ્રત્યે અત્યંત અહિંસક છે. અર્થાત્ કોઈપણ પ્રાણી ક્યારેક પોતાના અસ્તિત્વને ટકાવવા કોઈનો આધાર ન હોય ત્યારે હિંસા તરફ વળવા મજબૂર બને છે, પણ પોતાના સુખ શાંતિ અને પરિવાર માટે એણે અહિંસક બનવું જ પડે છે.

આવા મહાન સંસ્કૃતિમય ભારતવર્ષમાં હજી પણ હિંસા થઈ રહી છે એ આપણી કમનશીબી છે. એથી વધુ કમનશીબી એ છે કે અહિંસાના પરં પક્ષકાર એવા જૈનો આ બેફામ હિંસાને કેમ આગળ વધવા દે છે ? ભલે આજે ને આજે હિંસા બંધ ન થઈ શકે, પણ તે માટેનો અવાજ ઉઠતો રહેવો જોઈએ, અનુરોધ થવો જોઈએ. તે દિશામાં મહાન વૈજ્ઞાનિક સંશોધનો થવા જોઈએ. તે માટે માત્ર જન મત જ નહીં, વિશ્વમતને પણ જાગૃત કરવાં પડે તો કરીને જ રહો. લોકો મને કહે છે, આ કામ અશક્ય છે. હું કહું છું, તમારી વાત બરાબર છે, જ્યાં સુધી આપણામાં સંકલ્પ પેદા નહીં થાય. બીજા શબ્દોમાં કહું તો તે માટે દાઝ પેદા નહીં થાય ત્યાં સુધી અશક્ય છે. એકવાર હિંસા માટેની દાઝ પેદા થશે તો જરૂર તેના નક્કર પરિણામો આવશે. ગમે તેવા હિંસક, માંસાહારી કે પશુબલિ કરનાર કે હત્યા કરનાર કે માનવસંહાર કરનાર

માનવમાં પણ એક હૃદય છે. ધ્યાન રાખો, આ હૃદય કોમળ છે એના કોઈ ખૂણામાં કરુણા ભરી પડેલી છે... એક ખૂણાને ઉત્તેજિત કરી તેની સ્વાર્થ વૃત્તિને, હિંસક વૃત્તિને વિદાય કરવાની જરૂર છે.

હું તો જિનશાસનના દેવોને, માતા પદ્માને પ્રાર્થના કરું છું અને આ વિશ્વના તમામ અહિંસા પ્રેમીને વિનંતિ કરું છું. તમારા આત્માની સુષુપ્ત શક્તિને જગાડો.

'અહિંસા પરમો ધર્મ'-સૂત્ર 'અહિંસા વિશ્વધર્મ'ના સૂત્રમાં બદલો.



**અપેક્ષા બધાની રાખવાની,**
**ઉપેક્ષા કોઈની કરવાની નહીં.**



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# દૃઢ શ્રદ્ધા જોઈએ



મહાન ઉપાધ્યાય યશોવિજય મ. કૃત અધ્યાત્મસાર એ આત્માને ઉચ્ચ પંથે લઈ જવાનો ખરો માર્ગદર્શક ગ્રંથ છે. આ ગ્રંથના ધ્યાનાધિકાર નામના પ્રકરણમાં શ્લોક ૭૧માં ધર્મધ્યાન ક્યા આત્માને હોય છે તે માટેના ત્રણ લિંગ બતાવવામાં આવ્યા છે. લિંગ અર્થાત્ તે તે ભાવો અને પ્રવૃત્તિથી તે તે વ્યક્તિમાં ધર્મધ્યાન છે તે સમજાય.

જેઓમાં ધર્મધ્યાન છે તેવા આત્માઓના ત્રણ લિંગ બતાવવામાં આવ્યા છે. (૧) આગમ શ્રદ્ધા (૨) વિનય (૩) સદ્‌ગુણ સ્તુતિ.

આમાંથી આગમ શ્રદ્ધા એટલે 'આપ્ત જે કહે તે આગમ', રાગ-દ્વેષ રહિત પરમાત્માએ જે કહ્યુ છે તે આગમ છે. એવી દૃઢ શ્રદ્ધા જોઈએ. વીતરાગ કદી અન્યથા પ્રરૂપણા ન કરે. અને જે પદાર્થની અન્યથા પ્રરૂપણા હોય તે વીતરાગ પરમાત્માએ પ્રરૂપેલી નથી હોતી. શક્ય છે કે વીતરાગ પરમાત્માએ પ્રરૂપેલી વાત છદ્મસ્થ આત્માની સમજમાં ન આવી હોય તો અન્યથા પ્રરૂપણા થઈ ગઈ હોય, પણ પદાર્થોની અન્યથા વસ્તુ સ્થિતિ હોય તે પરમાત્માએ પ્રરૂપેલી ન હોય. જેમ કેટલાક ગ્રંથોમાં યુગ પ્રધાન અંગેની વાત કહેવાય છે, તે રીતે જોવા મળતી નથી. માટે તે વીતરાગ પરમાત્માએ પ્રરૂપિત નથી એમ સ્પષ્ટ સમજી શકાય છે.



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

**વિનય એટલે નમ્રતા :**

હવે બીજા લિંગ અંગે કહે છે, 'વિનય પણ ધર્મધ્યાનનું લક્ષણ છે.' શાસ્ત્રોની અપેક્ષાએ કઈપણ ગુણ માટે સૌથી વધારે ધ્યાન અપાતું હોય તો તે વિનય ગુણ માટે છે. સાધુ ભગવંતોના પક્ખી સૂત્રમાં પહેલાં જ જણાવે છે. "વિણયમૂલસ્સ ધમ્મસ્સ" ધર્મનું મૂળ જ વિનય છે. જ્યાં માત્ર વિનય શબ્દનો જ પ્રયોગ હોય છે, ત્યાં વિનયથી બાહ્ય વિનય હોય છે અને ઉપચાર રૂપ વિનય છે. જે ચાર પ્રકારનો છે, પણ સાથે અંતરના બહુમાનરૂપ ભાવને પણ સમજી લેવાનો છે.

વિનય જ્યાં જ્યાં હોય છે ત્યાં ત્યાં પ્રસન્નતાનું વાતાવરણ આવી જાય છે. પુત્ર પિતાના ચરણમાં પડીને આશિષ માંગે છે. શિષ્ય ગુરુના ચરણમાં મસ્તક મૂકીને આશીર્વાદ માંગે છે. ત્યારે સમજદાર વ્યક્તિ માટે એક અદ્‌ભુત વાતાવરણ તૈયાર થયેલું દેખાય છે. "વિનય એટલે નમ્રતા". બીજી રીતે વિચારું છું તો નમ્રતા એટલે મધુરતા. ગૌતમ સ્વામીજીએ પ્રભુને પૂછેલા પ્રશ્નો ભગવતી સૂત્રમાં નોંધાયા છે. સુંદર પરિણત મહાપુરુષ જ્યારે એ પ્રશ્નોનું વર્ણન કરે છે **ત્યારે અહંકારના જાણે ચૂરા-ચૂરા થતા દેખાય છે.** ગૌતમસ્વામી જેવા મહાજ્ઞાની, નમ્રતાપૂર્વક મધુર અવાજપૂર્વક અને અર્ધ ઝૂકી ગયેલી કાયાથી પ્રશ્ન કરે છે ત્યારે આપણને માત્ર ગણધર ભગવંત જ નથી દેખાતા, પણ ધર્મધ્યાનનું સામ્રાજ્ય દેખાય છે. પોતાના ગુરુ પ્રત્યે પરિણત શિષ્યોને ઉછાળા મારતું બહુમાન હોય છે. જ્યારે જ્યારે એ પોતાના ગુરુનું નામ લે છે ત્યારે એની મુખાકૃતિનો વૈભવ આતુર નયનથી, એકાગ્ર નયનથી જોવા જેવો હોય છે. મેં મારા પૂજ્ય ગુરુદેવ વિક્રમસૂરિશ્વરજી મ.ને પોતાના ગુરુદેવ લબ્ધિસૂરિશ્વરજી મ.સા.નું નામ લેતા જોયા છે. જ્યારે જ્યારે નામ બોલે ત્યારે વિનય, બહુમાન નિતરતા દેખાય.

શાસ્ત્રકારો કહે છે, ગુરુ-શિષ્ય ગમે ત્યાં બેસીને વાત કરતાં હોય ભલે, રાત્રિના અંધકારમાં તેમનું સ્થાન સ્પષ્ટ દેખાતું ન હોય પણ



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

સ્વરમાં રહેલી કોમળતાથી, મધુરતાથી શિષ્ય કોણ છે અને ગુરુ કોણ છે ઓળખાયા વિના રહે જ નહીં.

**આ જ ગુરુ છે :**

આ બધી વાતો થતા તમને થાય છે કે ગુરુ કોણ હોય ? ગુરુ કેવા હોય ? આપણે ત્યાં દિગ્બંધનની મહાન ક્રિયા થાય છે. મને અનુભવ છે કે એ ક્રિયા અતિશાયી ક્રિયા છે. આ ક્રિયા દ્વારા શિષ્યનું નામ સ્થાપન કરવામાં આવે છે. બસ, હવે ગુરુ તરીકેનું શિષ્ય સમર્પણ કરવાની એક જ દિશા ખુલ્લી રહે છે. બીજી બધી વિચારની દિશા હવે બંધ થઈ જાય છે. હવે આખી જીંદગી આ જ ગુરુ છે એવો નિશ્ચય કરવાનો છે.

પુત્ર જન્મે છે અને માતાપિતાનો નિર્ધાર થઈ જાય છે. આ જ તારા પિતા, આજ તારી માતા. કોઈપણ વ્યક્તિ પોતાના માતા-પિતાની પસંદગી નથી કરી શકતો. જે નિર્ધારિત છે તેનો સ્વીકાર કરે છે તેમનો જ આદર કરે છે. તેમાં સમર્પિત થઈ જાય છે. અત્યારની વાત જુદી છે, પણ સંસ્કારવાળા આ ભારત દેશમાં પતિ-પત્નીનો પણ બહુધા નિર્ણય માતા- પિતા અને સ્વજન કરતા અને એ જ સંબંધને જીવનભર નિભાવતા. શાસ્ત્રોએ સમજાવ્યું છે, જે પ્રમાણે ઋણાનુબંધ છે તે પ્રમાણે જીવવામાં જ જીવનની સફળતા છે. માટે આપણા એ વ્યવહારને સ્વીકારતા આપણે જે ગુરુનો નિર્ધાર કરવાનો છે. ચતુર્મુખ સમવસરણમાં જે ગુરુનું નામ ઘોષિત થાય છે એ ગુરુના સમર્પણમાં પોતાના જીવનને સમર્પિત કરી દેવાનું છે.

ક્યારેક લાગે છે કે શિષ્ય વધુ પુણ્યવાન હોય, ક્યારેક શિષ્ય વધુ જ્ઞાનવાન હોય, અરે હજી આગળ વધતાં શિષ્ય ગુરુ કરતાં વધુ આત્મ-પરિણતિવાન્ હોય, શિષ્ય વધુ મંત્ર સિદ્ધ હોય.

ગુરુ કરતાં શિષ્યનું વચન વધારે આદેય બનતું હોય.



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

લોકો શિષ્યના વચનને બહુજ સહજ રીતે સ્વીકારી લેતા હોય. અરે ત્યાં સુધી કહીએ કે શાસ્ત્રમાં જે પ્રભાવકના આઠ ગુણો કહ્યા છે તેમાંનો એકપણ ગુણ ગુરુમાં સ્પષ્ટપણે ન દેખાતો હોય, શિષ્યમાં એ ગુણો વિકસી ગયેલા હોય તોય પ્રભુ મહાવીરની પરંપરામાં દીક્ષિત શિષ્ય પોતાના મસ્તક ઉપર ગુરુના આશીર્વાદની સારી પરંપરા કે જે શાસ્ત્રને બાધ ન પહોંચાડતી હોય તો તેને શા માટે ન સ્વીકારે ?

**વિનય એ જ ધર્મધ્યાનનું મૂળ છે :**

આપણી મૂળ વાત એ ચાલી રહી છે કે વિનય એ ધર્મધ્યાનની નિશાની છે. પહેલાં તો જ્ઞાન મેળવવાની યોગ્યતા આવવી એ કારણ છે. યોગ્યતા બાદ જ્ઞાનની પ્રાપ્તિ મુશ્કેલ છે, પણ જ્ઞાન પ્રાપ્ત થયા બાદ તો નમ્રતાની અત્યંત જરૂર પડે છે. એકવાર પણ મનમાં આવી જાય કે હું વધારે જાણું છું, તેમાંય એવું આવે કે મારા ગુરુ કરતાં વધારે જાણું છું પછી તો ગુરુ સાથે વાત કરતાં પણ અવાજમાં કડકાઈ આવે. પેલી નમ્રતા જતાં જ ઉદ્ધતાઈ દેખાવા માંડે છે. ગુરુને પણ જાણે શિષ્ય કંઈક દબાવી દેવાની કોશિષ કરતો હોય છે તેવો શિષ્યનો ટોન આવી જાય છે. જેનામાં નમ્રતા હોય છે એ ક્યારેક ગુરુને કંઈક વિશેષ સૂચના કરવા માંગતો હોય તોય તેનો સ્વર કોમળ હોય, મધુરો હોય, વિનયથી કહે જુઓ સાહેબ, આમ પણ આ વાત ન હોય શકે, આમ હોય શકે અને સદ્‌ગુરુ એ ઈશારો સમજી જાય, કારણ કે શિષ્યનું લક્ષ્ય ગુરુની-વડીલની ભૂલ કાઢવાનું નથી, એનું લક્ષ્ય તો પોતાનામાં વિનય ટકાવી રાખવાનું છે. આ વિનય એ જ ધર્મધ્યાનનું લિંગ છે. કેટલીકવાર તો એવું બને છે કે કોઈ અપરિણત શિષ્યને બરાબર જ્ઞાન નથી હોતું છતાંય ગુરુની સામે પણ પ્રદર્શન કરવાની વૃત્તિ જાગે છે અને પછી અવિનય આવી જાય છે, અને ધર્મધ્યાન ચાલ્યું જાય છે.





# "જનારું જાય છે જીવન..."



અવસ્થાને લઈને બપોરના વાપર્યા બાદ ચોપડી હાથમાં લઉં છું તો પણ ઝોકું તો આવી જ જાય છે અને એ ઝોકાને જાણે ઈન્સાફ આપતો હોઉં, તેમ સંથારા પર પૂરા શરીરને પાથરી દઉં છું. આજે પણ એવું બન્યું છે. થોડીવારમાં આંખમાંથી નિદ્રાએ વિદાય લીધી હજી બેઠો થઉં છું ત્યાં એક પંક્તિ મનમાં ગુંજવા માંડી, ગુંજી એટલે ગણગણાવી અને એ પંક્તિ હતી...

**"જનારું જાય છે જીવન, જરા જિનવરને જપતો જા,**
**હૃદયમાં રાખી જિનવરને, પુરાણા પાપ ધોતો જા."**

આ સ્તવન પૂ. દાદા ગુરુદેવ લબ્ધિસૂરીશ્વરજી મ.ના ખૂબ જ ખ્યાતિ પામેલામાંથી એક સ્તવન છે. આની પહેલી કડી મેં બહુ નાનપણમાં સાંભળી તે વખતે કદાચિત સાત-આઠ વર્ષની ઉંમર હશે. અત્યારે લાગે છે, તે વખતે હું 'જીવન' એ શબ્દનો બધો નહીં પણ થોડો ઘણો, ઊંડો નહીં પણ ઉપરછલ્લો અર્થ જાણતો હતો, પણ ગીત ગાનારાનો લહેકો હતો કે આ 'જનારું' એટલે શું ? બાળપણમાં બહુ મહેનત કરી પણ સમજી ના શક્યો અને મુશ્કેલી ત્યાં થઈ કે કોઈને પૂછી પણ ના શક્યો. મોટી ઉંમરે કદાચિત દીક્ષા લીધા પછી બરોબર ખ્યાલ આવ્યો.


J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

જનારું, હા ભાઈ ! જનારું એટલે જનારું જ હા, વિદાય થતા મહેમાનને રાખી શકાય પણ આ 'જનારું' વિશેષણવાળા જીવનને રોકી શકાય ? અને પછી વિચાર આવ્યો કે, હું જન્મ્યો ત્યારે પહેલી આંખ ખોલી હશે કે પહેલું રુદન કર્યું હશે ? કોઈએ ધવડાવ્યા હશે ? કોઈએ નવડાવ્યા હશે ? ત્યારે પણ જીવન તો એમ જ કહેતું હતું કે, તું ખાલી ના બેસીશ, હું આવ્યો એટલે રહેવાનો છું એમ ન માનીશ, હું તો જીવન છું, જીવન એ સ્ત્રીલિંગ શબ્દ નહીં પુલ્લિંગી શબ્દ નહીં માત્ર નપુંસકલિંગ શબ્દ. બસ, એ તો જવાનું છે આ જીવન એટલે દિવસોનો, માસોનો, વર્ષોનો જ નહીં, પણ પેલી મિનિટ અને સેકન્ડોના વરઘોડા. આ વરઘોડા તમે જોઈ જ શકશો, પણ આ જીવન એટલે સમય ક્યાંય રોકાતો નથી.

બાલ્યવયથી મોટો થયો જ્યારે એ જનારું નો અર્થ સમજ્યો ત્યારે તો જોયું, કેટલું જીવન, કેટલો સમય વહી ગયો, પણ જીવન ક્યારેય રોકાયું નથી. મહાન વૈભવ અને એશ-આરામની મોજ-મજામાં જનારું જીવન એ જાણે સતત જઈ રહ્યું છે. તે વખતે થાય જો મારું ચાલે તો એ ક્ષણને પકડી રાખું. એ સમયને પકડી પાડું પણ વ્યર્થ, મન ઘણું લલચાય છે. આવો સુખનો કાળ ટકી રહે તે માટે સમયને પકડી રાખીએ. પેલા જનારું ને રહેનારું બનાવી દેવા પણ પ્રયત્ન થતો હતો. માટે ઘણી વાર રડી પડ્યો છું, સહાય માંગી છે કોઈ બળવાનની, શરણું લીધું જગતની મહાન શક્તિ જેવા પરમાત્માનું, પણ જાણે ભગવાને પણ પ્રત્યક્ષ થઈને કહ્યું, 'બેટા ! ઉઠ, આ તો સમય છે એ તો જાય જ. એ જનારું રોકી ના શકાય. માત્ર તારો જ સમય જાય છે, એમ નહીં. અહીં અમારા ભગવાનનો પણ સમય જાય છે.' પેલા ભગવાનની જોડે રકઝક ચાલતી હતી. ત્યાં તો રકઝકને પડતી મૂકી પ્રભુજી પણ આ જનારાની સાથે

ક્યાંય જતા રહ્યા. નથી કોઈની શક્તિ કે આ કાળને કોઈ નડી શકે. આ કાળને કોઈ રોકી શકે, હવે તે કાળને, સમયને, જીવનને પોતાને જ કહ્યું : તું આવું જનારું બનીને બેઠો, તેમાં કાંઈ અમને ફાયદો જ નથી. જાણે એ કાળે, એ સમયે, એ જીવને મારી સાથે સ્મિત કર્યું. ભલા, હું જનારું છું. તારા હાથમાં નથી આવવાનું અને જણાવું છું કે, તને જે દુઃખ છે, તેની ચિંતા ન કરીશ. મારા જવાની સાથે આ દુઃખ પણ આખું જ ચાલ્યું જશે.

દશવૈકાલિક સૂત્રમાં કેવી ગજબનાક વાત કરી છે. **"પલિઓવમં ગિજ્ઝિઈ સાગરોવમં, કિમંગ પુણ મજ્ઝ ઇમં મણોદુહં"** ઓ સંયત આત્મા ! તું શું વિચાર કરે છે, તને કોઈનાથી મન દુઃખ થયું છે ? ભૂલી જા, હું એકદમ ઝડપથી વહી જઉં છું. જો આ કાળના પ્રવાહમાં તારું દુઃખ પણ ખેંચાઈ જશે. બસ, તું શ્રદ્ધા રાખ કે મારું તને વરદાન છે કે હું જઉં જ છું. ગમે તેવા દુઃખના દિવસો હોય તો પૂરા કરી દઉં છું, પાછું સ્મિત કરીને કહે છે, 'તારા દુઃખના દહાડામાં હું સ્થિર થઈ જઉં. હું જઉં જ નહીં તો તારી શું વલે થાય ? માટે જ માનવ, તને કહું છું મારી વાત માની જા, જીવન તો જનારું જ છે પછી તું એને આશીર્વાદ માને કે તું એને અભિશાપ માને એ તારું કાર્ય છે.'

પેલા મંગુ ડોશી આજે ખિજાયા છે. પેલા ટપાલીને કહે છે : રોયા, તું જ્યારે આવે ત્યારે ખરાબ ખબર લઈને જ આવે છે. ત્યાં તો મણિબા ઊભા થયા ને મંગુને અટકાવતા કહે છે. આ ટપાલી ટપાલ લાવે છે. એ ખરાબ ખબર લાવે એવો નથી. મારી તો જ્યારે ટપાલ આવે છે, ત્યારે સારા, આનંદના, ફાયદાના જ સમાચાર લાવે છે. બેની વચ્ચે ઉભેલો ટપાલી કહે છે. ઓ મણિબા, ઓ મંગુબા, 'હું તો ચિઠ્ઠિનો ચાકર છું. હું નથી કોઈના માટે ખરાબ કે કોઈના માટે સારો.' આ જ રીતે પેલા

જનારું એ જીવને કહ્યું હતું કે હું તો સહુના માટે સરખો જ છું. કારણ કે હું ક્યાંય અટકી રહેતો નથી. જઉં છું, વધ્યા જ કરું છું. જનારું જ છું. બસ, હવે તું જ ઓળખી લે મારા સ્વભાવને, મારા સ્વભાવને સમજીને ફાયદો ઉઠાવવો હોય તો ફાયદો ઉઠાવ. પ્રવૃત્તિમાં માત્ર લક્ષ્ય બતાવ. લક્ષ્યને સિદ્ધ કર અને આળસુની માફક ગોદડું ઓઢીને સૂઈ રહીશ તો હું તને જગાડવા નહીં આવું કારણ હું જનારું છું.

બસ, હે જીવન, તું આવ્યું હતું ત્યારે જનારું હતું. મને લાગ્યું કે ઠરીઠામ થયો છું અને આનંદ કરું છું, ત્યારે પણ તું તો જનારું જ હતું. અંતે હવે કદાચિત્ અંત સમય નજીક આવે ત્યારે પણ તું તો જનારું જ. નહીં રહેવાનું એ જીવન તો આદિ, મધ્ય અને અંતે બધે જ જનારું હોય, બધે જ જનારું હોય તો પછી હુ શું કરું ? એમ પેલા જનારા જીવનને મેં પૂછ્યું ત્યારે એણે એક જ સત્ય કહ્યું. બસ, તું પણ મારી જેમ જવા માંડ, જીવનની ગતિનું ધ્યાન રાખ. વર્તમાનનું ધ્યાન રાખી ભૂતકાળને દફનાવી દે. ભવિષ્યને પકડવા ફાંફા ન માર. હું વર્તમાન બનીને આવ્યો છું. બસ, મારી જોડે દોડવા માંડ. પ્રમાદને છોડ અપ્રમાદી બન. અપ્રમત્ત બન, મારા જેવો, સમયના જેવો રાગ-દ્વેષ રહિત બની તીર્થંકર બન. તારી શુદ્ધ આત્મદશામાં વિચરતો જા...



**અન્યમાં મહાનતા અને સ્વમાં ન્યૂનતા**
**દેખાશે ત્યારે ગુણો સ્વયં આવશે.**



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# "અહિંસા એવ હિ સંસાર મરૌ અમૃત સારણિઃ"

યોગશાસ્ત્ર (દ્વિતીય પ્રકાશ) ૫૦મી ગાથા.



ગામડામાંથી આવેલ મોહનભાઈએ મુંબઈ આવીને પીવાનું પાણી મંગાવ્યું. ભાઈનો નોકર પાણીની બોટલ લઈને આવ્યો. મોહનભાઈને આશ્ચર્ય થયું. પેલા નોકરે કહ્યું : મોહનકાકા ! આ બીસલરી પાણી છે. રૂપિયા વીસ આપીને હમણાં જ લઈ આવ્યો છું. મોહનકાકા ઊભા થઈ ગયા. અરે ! આ તમારૂં શહેર ? પાણીનાય પૈસા ? આગળ શું કહેવું ? સમજ ના પડી.

એક સમાજ ચિંતકે લખ્યું છે, હવે ભવિષ્યમાં શુદ્ધ પીવાના પાણી માટે તકલીફ જ થશે. ચારે બાજુ પાણી અશુદ્ધ થઈ ગયું છે. ભોગવાદે, યંત્રવાદે, ઉદ્યોગવાદે, શહેરવાદે, કૂવાના-નદીઓના-નાળાઓના પાણીને ભયંકર રીતે દૂષિત કરી દીધા છે. નાના-નાના ખોબા જેવા ઘરમાં વસનારા પાસે વરસાદના પાણીના સંગ્રહના કોઈ સાધનો નથી. વળી, પાણીનો નળ ખોલતાં જ શહેરી લોકોને પાણી મળવા માંડે છે. એટલે પાણીનો દુરૂપયોગ ભયંકર રીતે થાય છે. બે લોટા પાણીની જરૂર હોય ત્યાં બે બાલ્ટી પાણીનો વેડફાટ થાય છે.

**જૈન જીવન શૈલી :**

ધન્ય છે વીતરાગ સર્વજ્ઞ પ્રભુને ! જેઓએ પાણીને અપ્‌કાયના જીવરૂપે ઉપદેશ્યા છે. **સાચા જૈનને તો એક ટીપું બચાવવાનો પણ**

**માર્ગ મળી જાયતો જાણે મહોત્સવ થયો હોય તેવું લાગે. એક ટીપું પણ પાણી વધારે વેડફવું પડે તો ભયંકર દુષ્કર્મ થયું હોય તેમ લાગે.**

પણ, હવે વિચારકો, મધ્યસ્થ વૈજ્ઞાનિકો પણ માનવા લાગ્યા છે કે જૈન જીવનશૈલી સહુએ અપનાવવી જ પડશે. વૈજ્ઞાનિકોનું સર્વે જણાવે છે કે, ઈ.સ. ૨૦૪૦માં અડધી દુનિયાને પાણી નહીં મળે અને તેમાંય ઈ.સ. ૨૦૩૦માં તો ભારતમાં જ પાણી માટે કટોકટી આવશે. વળી વૈજ્ઞાનિક સર્વે જણાવે છે કે એક કીલો માંસ માટે જે પાણી વપરાય છે તેનાથી ૧૦૦માં ભાગમાં તો એક કીલો ઘઉં પેદા થઈ જાય છે. લોકોના ખાવાના ઉપયોગમાં આવી જાય છે. આમ, જોઈએ તો માંસાહાર કરનાર મનુષ્યો જાણે કે અજાણે વિશ્વમાં રહેલા પાણીની લૂંટ ચલાવે છે. માટે જ હવે દેશ-વિદેશના તમામ વિચારકો માંસાહાર ઘટાડીને શાકાહાર અપનાવી રહ્યા છે.

પ્રખ્યાત ગુજરાતી લેખક શ્રી ગુણવંત શાહે પોતાના પુસ્તકમાં લખ્યું છે કે...

"વિશ્વને શાકાહારી બનાવવાની શક્તિ અને ફરજ જૈનોની જ છે"

આ વાત ખૂબ જ ધ્યાનમાં લેવા જેવી છે. આમેય વિશ્વનું વાતાવરણ દૂષિત થતું હોય તો તેમાં માંસાહારનો મોટો ભાગ છે. જે જમાનામાં માણસ જંગલી છે એમ કહેવાતું હતું. જે જમાનામાં ખેતીની શરૂઆત થઈ ન હતી, તે જમાનામાં કદાચ જંગલી લોકો માંસ કે મચ્છી ખાતા હશે, પણ જ્યારે ઈઝરાયલ જેવા રેતાળ પ્રદેશમાં પણ સુંદર અનાજ-શાકભાજી પકાવવાની ટેક્નિકો આવી છે, તેવા આ જમાનામાં પણ માંસાહાર કરવા જેવા જંગલીવેડા આ વિશ્વના બુદ્ધિશાળી માનવોએ શા માટે ચલાવી લેવા જોઈએ ?

આખરે, માનવે સમજવાનું છે કે જેના દુઃખ અને દર્દ આપણે જોઈ શકતા નથી. એવા પ્રાણીઓનો ઘાત ! શા માટે આપણા જીવનને ટકાવવા માટે હિંસા કરવી જોઈએ ? પ્રત્યેક શાસ્ત્રો એક જ કહે છે "જેવું કરશો, તેવું પામશો." જો તમે કોઈને મારશો તો કોઈ તમને મારવાનું જ છે એ નક્કી છે. તમે કોઈને દુઃખ આપશો તો કોઈ તમને દુઃખ આપશે એ નક્કી જ છે. જાણે કે અજાણે, વિવશતા કે લાચારીથી આપણાથી કોઈ જીવને પીડા થઈ જાય એ વાત જુદી છે. પણ નિષ્કારણ કોઈ જીવને કોઈ પશુ-પક્ષીને કે કોઈ ઝાડ-પાનને પણ પીડા આપવી એ ગુન્હો છે, અપરાધ છે. વિશ્વ વ્યવસ્થામાં અવ્યવસ્થા ઊભી કરવાનો કારસ્તો છે. ક્લાઈમેન્ટ ચેન્જના નામે હવે વિશ્વમાં ચારે બાજુ પોકારો થવા માંડ્યા છે, પણ વાતાવરણને દૂષિત કરનાર પરિબળો પર નિયંત્રણ કરવાનું આપણે નક્કી કરતાં નથી.

**અહિંસા જ અમૃતનો ઝરો :**

ઉપરોક્ત સૂત્રમાં જણાવ્યું છે કે, આ અસાર સંસારમાં અહિંસા જ અમૃતનો ઝરો છે. કોઈ પક્ષી શાંતિથી દાણા ચણતું હોય છે ત્યારે તેના મુખનો ભાવ કેવો પ્રસન્નતામય હોય છે. રસ્તામાં ઉભી ઉભી કૂતરી પોતાના બચ્ચાંને ધવરાતી હોય છે ત્યારે તેના મુખ પર માતૃત્વ ઝરતું હોય છે. બિલાડી પોતાના બચ્ચાંને ઉપાડીને લઈ જાય છે ત્યારે તેનામાં સાવધાની સાથે પ્રેમ ઝલકતો લાગે છે. સાંજ પડે સીમમાંથી ગાય આવે ત્યારે તેનું વાછરડું જે પ્રેમથી ગાયને મળવા જાય છે, એ દશ્યથી ધન્ય થઈ જવાય છે.

**અહિંસા એટલે છલકાતો પ્રેમ, અહિંસા એટલે મલકતું માધુર્ય, અહિંસા એટલે ઉજ્જવલ પ્રકાશ, અહિંસા એટલે ધરતીની શુભ ધરી...**



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

આવી અહિંસાના પાલન માટે ૧૬૦૦૦થી વધુ જૈન સાધુ-સાધ્વીજીઓને સારી આલમ ઝૂકી જાય છે.

**સ્વાર્થ અને લાલસાની બલિ :**

એક યજ્ઞ શરૂ કરવાનો છે. એમાં કોઈ પશુ-પક્ષીની બલિ નથી આપવાની. એમાં સ્વાર્થ અને લાલસાની બલિ આપવાની છે. આ હિંસાના પરમાણુ જેવા શસ્ત્રોને હોમી દેવાના છે. આ અહિંસાનો યજ્ઞ કરીને આપણે સહુએ પ્રેમના નિર્મળ અમૃતનું આચમન કરવાનું છે. અભયદાનનું આશ્વાસન આપી પ્રાણી માત્રને નિર્ભય કરવાના છે.

શાસ્ત્રકારોએ અહિંસાને અમૃતનો ઝરો કહ્યો છે તેથી આપણે સહુને અજર-અમર અને અનંત આનંદમય બનાવવાના છે.

અહિંસા પ્રેમીઓ કટિબદ્ધ થાઓ, ક્રૂરતાને દૂર કરી કરૂણાની પ્રતિષ્ઠા કરો, જડમાં જડ અને બે સમજ મનુષ્ય પણ એકવાર તો હિંસાનું મહત્ત્વ સમજશે. જરૂર છે, આપણા હૃદયમાં પ્રેમની નિઃસ્વાર્થ લાગણીની અને નિર્ભયતાની પ્રતિષ્ઠા કરવાની છે.

બસ, આપણે જગતના તમામ શુદ્ધ બળોને પ્રાર્થના કરીએ કે, હવે અહિંસાનો અમૃતઝરો આ પૃથ્વી પર વહેતો રહે.



**પ્રભુને જોતાં તોષ થાય તો**
**મોહ પર રોષ થશે અને**
**ક્રૂર કર્મોનો ક્ષણવારમાં શોષ થશે.**



# એગત્થ સવ્વધમ્મા એગત્થ સાહમ્મિઆણ વચ્છલ્લં

યોગશાસ્ત્ર (દ્વિતીય પ્રકાશ) ૫૦મી ગાથા.



**શરમિંદો થઈ ગયો :**

એક પ્રખર પ્રવચનકાર હતા. સામે એક પોતાને ખૂબ જ બૌદ્ધિક સમજતો, જરા ઉદ્ધત સ્વભાવનો નવયુવક હતો. પેલા પ્રવચનકારને પૂછી ઊઠ્યો. આટલા પ્રવચનો આપો છે. આખરે તો બધા શબ્દો જ છે. આ શબ્દો બોલવાથી શું થાય અને એ બધું સાંભળવાથી પણ શું થાય ? બંધ કરો આ પ્રવચનો આપવાનું અને બીજા કામમાં લાગી જાવ. થોડીવાર પછી પાછી એજ વાત, પ્રવચનકાર મહાત્મા શાંતિથી સાંભળી રહ્યા છે. એજ વાત દશવાર પૂછી અંતે એ યુવકને બરાડીને કહ્યું : ગધેડા ! કૂતરાની જેમ શું ભસભસ કરે છે, તારૂં દિમાગ ચસ્કી ગયું છે અને થોડી ન સંભળાવવાની વાતો સંભળાવી દીધી. પેલો યુવક એકદમ ગુસ્સે થઈ ઉભો થઈ ગયો. મારવા માટે ઉભો થઈ ગયો.

પ્રવચનકાર મહાત્મા ખડખડાટ હસી પડ્યા પેલા યુવકને સહજ-ભાવે પૂછ્યું, 'કેમ શું થઈ ગયું ?' 'શું શું થઈ ગયું ?' આવા શબ્દો કહેવાય મહાત્મા બોલ્યા. સમજી જા શબ્દોથી શું થાય ? યુવકને જવાબ મળી ગયો. શરમિંદો થઈ ગયો.



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

## સાધર્મિક વાત્સલ્ય :

જિનશાસનમાં કેવા સુંદર શબ્દો છે. જાણે અમૃત પીતાં હોય તેવા આ શબ્દોની અસર થાય છે. શાસ્ત્રોએ સુંદર શબ્દ વાપર્યો છે. "સાધર્મિક વાત્સલ્ય" વાત્સલ્ય શબ્દ સાંભળતાં જ હૃદયમાં પ્રેમના ઝરણા વહેવા માંડે છે.

માના ખોળામાં પડેલો કોઈ મસ્ત છોકરો માને લાત મારનારો હોય, તોય પેલી મીઠી માતા એના ગાલ પંપાળતી હોય. કારણ આ માતા માટે એ બાળક વત્સ છે. વત્સને-દીકરાને તો વાત્સલ્યથી પ્રેમની ધારાથી નવડાવવાનો હોય. બસ, આપણા શાસ્ત્રકારોએ આજ બતાવ્યું છે. એક જૈન બીજા જૈનની જોડે આવો જ વાત્સલ્યભાવ રાખે. પ્રત્યેક સાધર્મિકમાં એને તીર્થનાં દર્શન થાય. આખરે શ્રાવક-શ્રાવિકાઓ પોતાના સાધર્મિકો તીર્થનાં જ અંશ છે.

તીર્થંકરોના પરિવારના સભ્યો છે, આથી આપણા શાસનમાં સાધર્મિકોની મદદ, સાધર્મિકોની સહાય, એવા શબ્દો નથી વપરાતા, પણ સાધર્મિક ભક્તિ જેવા શબ્દો વપરાય છે. કેટલો ઊંચો આદર્શ ! ભગવાનની જોડે ભક્તિ શબ્દ વપરાય, ગુરુની જોડે ભક્તિ શબ્દ વપરાય, એ જ શબ્દ સાધર્મિક માટે વપરાય. સાધર્મિકોની સાથે વપરાયેલ ભક્તિ શબ્દ જ એ કાર્યની મહત્તા સમજાવે. એથી "સાધર્મિક વાત્સલ્ય" જેવો શબ્દ વપરાય છે. ત્યારે તમામ જૈનોમાં પોતાના જ પરિવારના હોય એવી પ્રતીતિ થાય છે અને પરિવારની પ્રત્યેક વ્યક્તિ પ્રત્યે વાત્સલ્ય વહેતું જ હોય છે.

## સદ્‌ગુરુની નિશ્રા :

આ કોરોના કાળમાં આપણા શાસન પરિવાર, તીર્થ પરિવાર, દરેક જૈનધર્મ, જૈનશાસ્ત્રો પ્રાણીમાત્ર સાથે મૈત્રી રાખવાનો ઉપદેશ


J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

આપે છે. કોઈ પણ માનવ ભલે કોઈ પણ ધર્મ પાળતો હોય, કદાચ જૈનધર્મ ન માનતો હોય તો પણ તેના પ્રત્યે સહાનુભૂતિ-કરૂણા અને અનુકંપા રાખવાનું વિધાન કરે જ છે. પણ જેઓ મહામંત્ર નવકારનું દ્રવ્યથી કે ભાવથી શરણ ગ્રહણ કરે છે, જેના આદર્શમાં વીતરાગ છે, જેનું લક્ષ્ય મોક્ષ છે, જેનામાં દાન, શીલ, તપ અને ભાવનાની સુંદર ઊર્મિઓ ઉછળતી હોય તેવા પ્રત્યેક શ્રાવકને પોતાના જેવા સંપન્ન-સદ્ગુણી અને સન્માર્ગી બનાવવાનું મન થયા જ કરે. જો વર્તમાન જૈનસંઘ સદ્ગુરુની નિશ્રા સ્વીકારે, સદ્ગુરુઓ એક જ સ્વરે સાધર્મિક વાત્સલ્યની વાત કરે તો જૈનો આ વિશ્વની એક મહાન સંસ્થા બની શકે.

આ દિશાના આપણા પ્રયત્નો છે, પણ સંગઠિત પ્રયત્નોના અભાવે જૈન શાસનની શોભા જેવી અને જેટલી અપેક્ષિત છે, તેટલી થઈ શકતી નથી, પણ આશાવાદી રહો. આજે નહીં તો કાલે આપણે જગતને વિસ્મય પમાડે તેવી યોજના કરી શકીશું, માત્ર જૈનોના મુખમાંથી જ નહીં પણ જે એક પણ જૈનને જાણતો હશે તેવો પણ આસ્તિક કે નાસ્તિક પણ એકવાર તો કહી ઉઠશે **"જૈનમ્ જયતિ શાસનમ્"**.



**નમસ્કારથી આત્મામાં ચમત્કાર થાય**
**અને મોહના અનાદિકાળના**
**તિરસ્કારથી આપણે છૂટીએ.**



# શોકસ્થાનસહસ્રાણિ, ભયસ્થાન-શતાનિ ચ ।
# દિવસે દિવસે મૂઢા, આવિશન્તિ ન પંડિતઃ ॥



કાન્તિલાલનો પોતાનો એક જ લાડકો સુમતિ ખૂબ જ ભણેલો છતાંય વિનયી અને વિવેકી દીકરો છે. એના ગુણોને વિચારતાં એના પિતાના આંખમાથી હર્ષાશ્રૂ ટપકે છે. બીજાની પાસે પોતાના વરવા બેટાના ગુણ ગાતા એમની છાતી ગદ્ગદ્ ફૂલી જાય છે. એ દીકરાના લગ્ન નક્કી થયા છે. દીકરો વિદેશથી ભારત આવી ગયો છે. અકલ્પનીય તૈયારી કરી રહ્યા છે. હવે તો આવતી કાલે જ લગ્ન છે. સવારે ૧૧ વાગે લગ્ન છે. આખું ગામ શણગારાઈ રહ્યું છે, પણ દસ વાગે હૃદય હચમચાવી નાંખે એવા સમાચાર આવ્યા. પોતાની પ્રિય પત્ની શિયાળાના દિવસોમાં પણ રેબઝેબ થઈ ગઈ છે. સમય થઈ ગયો. દાક્તર આવે તે પહેલાં કાંતિલાલના પત્ની સુલોચના બેને દેહ છોડી દીધો. આનંદનો સૂર્ય જાણે શોકના વાદળથી ઢંકાઈ ગયો. શું કરવું ? શું કહેવું ? કોઈને સમજ ન પડી સર્વત્ર સન્નાટો છવાઈ ગયો, પણ સંસ્કારી અને એજ્યુકેટેડ પુત્રએ રડતી આંખે કહ્યું : "પપ્પા, બનવાકાળને ક્યારેય નિવારી શકાતો નથી. હું તો મારી પત્નીને વરમાળા પહેરાવી દઉં છું અને એની આંગળીમાં વીંટી પણ પહેરાવી દઈશ. આ સિવાય બીજો કોઈ કાર્યક્રમ કરવો નથી. પિતાજી, આપ સ્વસ્થ રહેજો ! ભાવિભાવને કોઈ મિથ્યા કરી શકતું નથી."

ઈન્દ્રની વિનંતી છતાં પ્રભુ મહાવીરનું એક ક્ષણનું આયુષ્ય વધારી શકાયું ન હતું. બસ, સંસાર ઘટમાળનો ખજાનો છે. ક્યારે શું બની જાય



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

છે કહી શકાતું નથી. પુત્ર સુમતિ માત્ર તત્ત્વજ્ઞાન ભણેલો નથી પણ તત્ત્વજ્ઞાનને પચાવી જાણ્યું છે.

અહીં શ્લોકકાર એકજ કહે છે, ડગલે અને પગલે શોકના, વિરહના, વિયોગના દુઃખ આવી શકે છે. એ બધાથી અજ્ઞાની અને અણસમજુ પીડાય છે, દુઃખી થાય છે, ક્યારેક તો આત્મહત્યાના પંથે ચડી જાય છે.

જ્યારે પંડિત, ઠરેલ, અડોલ માણસ ગીતાની પરિભાષામાં કહીએ તો સ્થિતિપ્રજ્ઞ અને જૈનદર્શનની વ્યાખ્યામાં કહીએ તો દૃઢ સમ્યક્ત્વી ! આવો માનવ ભયંકરમાં ભયંકર ઘટનામાં પણ જરાય દુઃખી થતો નથી. જો, માણસ અણસમજુ બને, સંસારના સ્વભાવને ન સમજે, કર્મના ઉદયને ન પારખી શકે તો કદીય શોક અને દુઃખથી મુક્ત ન થઈ શકે. તેમાંય વાસ્તવિક દુઃખદાયી ઘટનાઓ કરતાં કાલ્પનિક દુઃખદાયી ઘટનાઓ લાખો અને ક્રોડો ઘણી વધારે હોય છે. માટે જ પંડિત માનવ આ બધાને સંસારનો સ્વભાવ સમજી તેનાથી દૂર જ રહે છે. સમ્યક્ત્વી, જિનદર્શનના જ્ઞાનને પચાવી જનાર મહાનુભાવ, નથી એ શોકાકુલ બનતો કે નથી એ ભયમાં આવી જતો. આમેય વાસ્તવિક ભય કરતાં કાલ્પનિક ભય ક્રોડો ગણો વધારે હોય છે.

ભર્તૃહરી જેવા મહાન રાજસંન્યાસી તો કહે છે, સમસ્ત વિશ્વમાં સર્વત્ર ભય છે, સર્વદા ભય છે, સર્વથા ભય છે... **"वैराग्यमेवाभयम्"**

માત્ર વૈરાગ્ય જ ભયમુક્તિ અપાવે છે. વૈરાગ્ય એટલે સાચી સમજ. બનેલી ઘટના ગમે તે હોય તેને સહજભાવે સ્વીકારી લેવાની, જેમાં કોઈ પરિવર્તન શક્ય નથી, ત્યાં પરિવર્તન માટે તડપવું એ મૂર્ખાઈનો જ વૈભવ છે.

બસ, આપણે સહુ પણ સંસારના તમામ ભાવોના દૃષ્ટા બનીએ ! મનથી ઉપર ઊઠી ઉન્મનીભાવવાળા બનીએ એ જ પ્રભુને પ્રાર્થના...





J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



## उद्यम: साहसं धैर्यं, बुद्धि: शक्ति: पराक्रम:
## षडेते यत्र विद्यन्ते, तत्र देव: प्रसीदति ॥



સમય ખરાબ ચાલી રહ્યો છે. ગ્રહો વિપરીત છે, પનોતી ચાલી રહી છે. રાહુનું ભ્રમણ તકલીફ આપે છે, કોઈ સાથ આપતું નથી. પોતીકા કહેવાય તે પરાયા થયા છે. જ્યાં જાઉં ત્યાં નિષ્ફળતા મળે છે. ભયંકર કર્મોનો ઉદય આવ્યો છે. આવું ક્યારેક આપણે વિચારતા થઈ જઈએ છીએ. અનેક લોકો આવી ફરિયાદો કરતા જોવા મળે છે.

આ વાત સત્ય છે કે નહીં તે ભૂલી જાવ, આ બધી વાતોએ તમારી દૃષ્ટિ બદલાઈ ગઈ છે. તમે નિરાશાની ગરકમાં પહોંચી ગયા છો, તમે હતાશાની હુતાશનમાં હોમાઈ ગયા છો, પણ દૃષ્ટિ બદલો, સૃષ્ટિ બદલાઈ જશે. આવું જ એક સુભાષિત આપણી દૃષ્ટિ બદલી દે છે.

હવે તમે નીચેની છ વાતને તમારી દૃષ્ટિમાં લાવો. મનમાં ગૂંથી લો, આત્મામાં જડબેસલાક બેસાડી દો.

આ છ મહાન વસ્તુ : (૧) ઉદ્યમ (૨) સાહસ (૩) ધૈર્ય (૪) બુદ્ધિ (૫) શક્તિ (૬) પરાક્રમ. આ છના મિશ્રણથી બનેલ દવાથી એક જાદુ સિદ્ધ થશે.

**(૧) ઉદ્યમ :** શબ્દને ઊંડાણથી વિચારીએ, એમાં ઉત્ અને યમ એમ બે શબ્દો છે. યમ એટલે દુર્ગુણોનો યમ, દુર્ગુણનો વિનાશ.

યમ એટલે સદ્‌ગુણોનો વિકાસ. આવો પ્રબલ યમ એટલે ઉદ્યમ. જીવનમાં દુર્ગુણોનો યમ બનાવ્યા વિના જીવન આગળ વધતું નથી. ખરેખર તો દરેક નિષ્ફળતાના મૂળમાં દુર્ગુણો જ હોય છે. જેઓ જ્યાંથી સદ્‌ગુણો મળે એ અપનાવવા માંડે તો સર્વત્ર એ વાત પ્રસિદ્ધ છે કે જીવન આગળ વધે.

**(૨) સાહસે વસતિ લક્ષ્મી** : લક્ષ્મી એટલે માત્ર ધન જ ના સમજવું. કોઈપણ સિદ્ધિ સાહસ વિના થતી નથી. આ વિધિનો નિયમ છે.

નવા, અઘરા, કોઈએ પણ ન કરેલા કોઈપણ કાર્ય માટે તમને શરૂઆતમાં કોઈ સાથ ન આપે. માટે એકલા ઝઝુમવું પડશે. આ માટે સાહસ જોઈએ.

સર્વપ્રથમ હિમાલય સર કરનાર હિલેરીને કોઈએ સાથ નહોતો આપ્યો અને પ્રભુ મહાવીર પણ દીક્ષા વખતે એકલા જ હતા. માટે એકલા હોવાથી અને એકલાપણાંથી જરાય ડરવું નહીં એ સૌથી મોટું સાહસ છે.

**(૩) ધૈર્ય** : જો નકામું ઘાસ જ ઉગાડવું હશે તો બેચાર દિવસમાં ઉગી જશે, પણ આંબો ઉગાડી કેરી મેળવવી હશે તો વર્ષો સુધી ધીરજ રાખવી પડશે. કાર્યનો પ્રારંભ કર્યા પછી સફળતા ન મળે ત્યાં સુધી સતત ઉત્સાહને ટકાવી રાખવો એ ધૈર્ય છે. ધૈર્યવાન મનુષ્ય દુર્ભાગ્યને પણ સૌભાગ્યમાં ફેરવી શકે છે. ધીરજના અભાવે જ કેટલાંક લોકો કિનારે આવેલી સિદ્ધિ મેળવ્યા વિના પાછા ફરે છે. ધૈર્ય નિષ્ફળતાને ભગાવે છે, સફળતાને જગાવે છે.

**(૪) બુદ્ધિ** : વ્યવહારમાં કહેવાય છે, “શેઠની શિખામણ ઝાંપા સુધી” કોઈ ગમે તેટલી શિખામણ આપે તમે કોઈ પણ કાર્ય માટે

કેટલીય શિખામણ વાંચો પણ સંજોગો બદલાતા, સમય બદલાતા, ક્ષેત્ર બદલાતા, વસ્તુઓના પ્રકાર બદલાતા એકની એક સૂચના કે શિખામણ કામ આવતી નથી. કઈ શિખામણ, કઈ વાત ક્યારે અમલમાં લઈ શકાય એવું સમજાવે તેને જ બુદ્ધિ કહી શકાય. બુદ્ધિ એટલે સાર-અસારનો વિવેક. બુદ્ધિ એટલે કઈપણ વાતનો શબ્દાર્થ નહીં પણ, ભાવાર્થ અને જૈન શાસ્ત્રોમાં જેને ઐદમ્પર્યાય કહે છે તે સમજવું તે જ બુદ્ધિ છે.

**(૫) શક્તિ :** પોતાનું બળ કેટલું છે, તે માપી લેવું. પડકાર ઝીલવામાં તાકાત રાખવી. આપણે ત્યાં કહેવાય છે, "સારા કામમાં સો વિઘ્ન". દરેક કાર્યે નડતર આવવાની જ, પણ તમામ નડતરોને દૂર કરવાની શક્તિ અને સામર્થ્ય હોય તો જ દુર્ભાગ્યને સૌભાગ્યમાં પલટાવી શકાય.

**(૬) પરાક્રમ :** પરને બીજામાં આક્રમી જવું, ઓળંગી જવું, ટીકા કરે તો અકળાઈ ન જવું. પ્રશંસા કરે તો ફૂલાઈ ન જવું. દરેક જાતની સિદ્ધિમાં વિઘ્ન કરનાર બધાને હરાવવા, પરાસ્ત કરવા તે જ પરાક્રમ કહેવાય છે.

સુભાષિતકાર જાણે ખાત્રી આપીને કહે છે જો આ વાતને સમજીને તમે તૈયાર થાવ તો કર્મોની તાકાત નથી કે તમને નિષ્ફળ કરી શકે. એટલે સુભાષિતકાર કહે છે. આ છ મહાબળ જ્યાં છે ત્યાં નસીબને સામેથી આવીને ખુશ થવું પડશે. ભાગ્ય ખુશહાલ થઈને ત્યાં કૃપા વરસાવશે. હવે કદી કહેતા નહીં કે કર્મો નડે છે. હવે એમ જ કહેજો કે કર્મોને પણ સિદ્ધ કરતાં આવડવું જોઈએ.





# કેવળજ્ઞાનનો દિવસ



ગંગા-સિંધુ અને જમના, બ્રહ્મપુત્રા, કાવેરી અને સરસ્વતી, ઘણી બધી નદીઓના નામ જાણ્યા. પણ, આજે સૌભાગ્ય ખીલ્યું છે ! પેલી નાનીશી નદી ઋજુવાલિકાનું ! આજે આ નદીના સોહામણા કિનારે આ અવનીના લાલ... પ્રાણીમાત્રના પરમ પિતા... ભગવાન મહાવીર પધાર્યા છે !

સાડા બાર વર્ષની ઘોર તપશ્ચર્યા...! પ્રભુ ! પ્રભુ ! આપે કાળજાને કંપાવી નાંખે... હૃદયને હચમચાવી દે, અંતરને વલોવી દે... તેવી ઘોર યાતનાઓ સહી છે ! ઋજુવાલિકા જાણે કહી રહી છે. ઓ જગતપિતા ! પ્રભુ મહાવીર ! આપ ધન્ય છો. આપ મારા તટે પધાર્યા, મારા કાંઠાની રેતીના કણે કણ... અને ભારતના જળ પ્રવાહનું બિંદુ-બિંદુ પરમપવિત્ર બની ગયેલ છે ! દેવ ! હવે આપને કષ્ટ સહવાના નથી, હવે તો બસ, આપે પૂર્ણ પ્રકાશ પૂંજથી જગતને ભરી દેવાનું છે !

પ્રભુને છટ્ઠનો તપ છે ! પ્રભુ ગોદોહિકા આસને બિરાજ્યા છે. જાણે જગતનું તત્ત્વ દોહવા પ્રભુ સજ્જ બન્યા છે ! આજના આ વૈશાખ સુદ-૧૦ના નદીનો પ્રવાહ પણ શાંત થઈ ગયો છે ! મધ્યરાત્રિએ પોતાનું અદ્‌ભૂત સામ્રાજ્ય જમાવ્યું છે. સહુ જ જંપી ગયા છે ! પ્રભુ મહાવીર જગતની મહાસિદ્ધિ વરવાના છે ! જ્યાં ચાંદલિયો અને તારલાઓ રાસ

લઈ રહ્યાં છે ! તેથી આભલાની હેઠળ પેલી અફાટ સર્વસહા પૃથ્વીના પટ પર પ્રભુ બિરાજમાન છે ! અને ત્યાં જ શુક્લધ્યાનની ધારાએ ચઢતા પ્રભુએ ઘાતિકર્મોનો નાશ કર્યો, પ્રભુને કેવળજ્ઞાન પ્રાપ્ત થયું... તેથી જ આજનો વૈશાખ સુદ-૧૦નો દિવસ એ પ્રભુ મહાવીરના કેવળજ્ઞાન કલ્યાણકનો દિવસ કહેવાય છે !

**વૈશાખ સુદ-૧૧ શાસન સ્થાપના દિવસ :**

ઋજુવાલિકાના નીરવ નદી તટ પર આજે મધુરો કોલાહલ મચી ગયો. દેવો પ્રભુની મહત્તા ગાવા, પ્રભુના દર્શનથી કૃતાર્થ થવા અવની પર ઉતરી આવ્યા. આવી ઋજુવાલિકા સ્વર્ગલોકના ટુકડા સમી બની ગઈ ! પ્રભુએ કલ્પ પ્રમાણે દેશના આપી ! પણ કઠિન કાળની કારમી કથની હતી કે કોઈ મહાવ્રત લેનાર નીકળ્યું નહીં. ગણધર પદને સંભાળે કોણ ? ગણધર પદ પ્રદાન ન થાય ત્યાં સુધી તીર્થ પ્રવર્તે કેવી રીતે ? તેથી ઋજુવાલિકાના તટેથી પ્રભુ સિધાવ્યા પાવાપુરી, અપાપાપુરી...

ત્યાં જ પ્રથમ સમોવસરણની રચના થઈ. પેલા યજ્ઞ કર્મમાં મસ્ત ઈન્દ્રભૂતિ ગૌતમ પ્રભુ સાથે વિવાદ માટે આવ્યા પણ હંમેશ માટે પ્રભુના ચરણસેવક બની ગયા.

બસ, આ જ ઘટના આજે વૈશાખ સુદ-૧૧ના દિવસે યાદ કરવાની છે ! ગૌતમ સ્વામીએ શરણાગતિ સ્વીકારી અને શાસનની સ્થાપના થઈ.

પ્રભુને નમ્ર ભાવે ગૌતમ સ્વામીજીએ પ્રશ્ન કર્યો, 'ભગવાન ! તત્ત્વ શું છે ?' અને ભગવાને જગતના પદાર્થ વિજ્ઞાનની બારાખડી આપી દીધી હે ગૌતમ ! 'उप्पन्नेई वा... विगमेई वा... धुवेई वा...' પદાર્થ માત્ર પેદા પણ થાય છે... નાશ પણ પામે છે, સ્થિર પણ રહે છે ! આ ત્રિપદીનું રહસ્ય કોઈવાર પત્ર દ્વારા તમને સમજાવીશું. અત્યારે તો વિચારીએ છીએ પ્રભુના શાસનની સ્થાપનાનો દિવસ ! આમ, આ

પ્રસંગને આપણે ખાસ ઉજવણીનું રૂપ આપ્યું નથી, પણ અમારા પૂ. દાદા ગુરુદેવ લબ્ધિસૂરીશ્વરજી મ.સા. આ દિવસનું મહત્વ ગાતાં. તેઓશ્રી ફરમાવતાં કે, મારા ગુરુ તો મારા રહેશે. પ્રભુ મહાવીર તો જગત્ગુરુ કહેવાશે ! પણ શાસન એ તો પ્રભુના પણ ગુરુ સમાન છે. એટલે શાસન તો ત્રિજગદ્ગુરુ કહેવાય. તેથી તેઓશ્રી આ દિવસે 'ત્રિજગદ્-ગુરુ-શાસનાય નમઃ' એ પદની નવકારવાળી ગણતા અને સહુને તે નવકારવાળી ગણવા ભલામણ કરતાં. આપણે સહુએ પણ એ વાત શિરોધાર્ય કરવાની છે !

આજે એ પુનિતતમ ઘટનાને ૨૫૧૮ વર્ષ પૂરાં થયા છે, આજના મંગલ પ્રભાતથી ૨૫૧૯માં વર્ષનો શુભ આરંભ થશે ! આપણે કલ્પના કરીએ કે તે વખતે કેવો આનંદ-આનંદ અને આનંદ સર્વત્ર ફેલાઈ ગયો હશે ! બીજી તરફ વિચાર કરીએ તો લાગે છે કે ૨૫૧૮ વર્ષમાં આપણે આ શાસનને કેવું કરી નાખ્યું ! ક્યારેક તો લાગી જાય કે જે શાસન પરમશ્રદ્ધાના સ્થાનને, પરમ આદરને ભોગવતું હતું તે પંથ, પક્ષ, સમુદાય, ગચ્છ પોતાના જ (ગ્રુપ) સ્પર્ધક આ બધા પછી આદર પામે છે ! કાળ જેમ ગયો તેમ શું આપણે શાસનથી દૂર નથી થયાં?

આપણે સહુ આ શાસન સ્થાપના દિવસની વ્યવસ્થિત ઉજવણી કરીએ અને માત્ર શાસનના જ અનુરાગી બનવા પ્રયત્ન કરીએ તો કેવી ભવ્યતા સર્જાય ! પણ કોણ જાણે આપણે ત્યાં એટલા બધા ભેદો પડ્યા છે કે ન પૂછો વાત. છતાંય અંતઃકરણથી એ પ્રત્યેક ભેદવાળો એટલું કબૂલે કે અમે ભલે ગમે તેવા ભેદમાં રહ્યાં છીએ પણ, અમારા સહુનો આધારસ્તંભ સહુની સાથે અભિન્ન રાખવા જેવો પાયો તો શાસન જ છે. શાસન એટલે વીતરાગની આજ્ઞા. વીતરાગીની સહુ પ્રથમ આજ્ઞા એ જ હોય કે વીતરાગી બનો, વીતરાગી ન બની શકો ત્યાં સુધી પૂર્ણ વૈરાગી બનો, પૂર્ણ વૈરાગી ન બનો ત્યાં સુધી પૂર્ણ વિવેકી બનો. વિવેકી

એટલે સાર ને અસારને જુદા સમજવાની કળા. જે નશ્વર છે તે નશ્વર સમજવું. જે શાશ્વત છે, તેને શાશ્વત જ માનવું.

દેહ વિનશ્વર છે, આત્મા શાશ્વત છે ! ઈન્દ્રિયોના સુખ ક્ષણિક છે, આત્માના સુખો શાશ્વત છે ! ક્ષણિકને ક્ષણિક માનવું, શાશ્વતને શાશ્વત સમજવું તે જ વિવેક, તે જ શ્રદ્ધા એટલે જ શાસ્ત્રમાં કહ્યું છે : "આશ્રવ સર્વથા હેય છે, સંવર સર્વથા ઉપાદેય છે !"

**- મારા અંતરમાં સ્થાપના થાય :**

આ વિવેક પ્રગટે છે ત્યારે ક્ષણિક પાછળ દોડવાનું ગમતું નથી. શાશ્વત સંગાથે પગલા માંડ્યા વિના ચેન પડતું નથી. આવું શાસન સમજાય ત્યારે આત્મજ્યોતિ પ્રગટે છે.

આજનાં પ્રભુના શાસન સ્થાપના દિવસે એ જ પ્રભુને પ્રાર્થના કરીએ કે, "પ્રભુ ! તારા શાસનની સ્થાપના વિશ્વમાં તો થઈ, પણ મારા અંતરમાં તારી સ્થાપના થાય."

હે પ્રભુ ! મારા આત્માના પ્રદેશે પ્રદેશે શાસનની સ્થાપના થાય ! અને... પેલા કર્મના શાસન, પેલા મોહના શાસન, પેલા હિંસા-જૂઠ-ચોરી-અબ્રહ્મ અને ધનની લાલસાના શાસનને હું સેંકડો કોશ દૂર ફગાવી દઉં... પેલા રાગ અને દ્વેષના શાસનને હે પ્રભો ! મારા આત્માથી દૂર કર...

જેમ કોઈ પક્ષી બંધનમાંથી મુક્ત થાય, જેમ કોઈ કેદી કેદમાંથી બહાર નીકળે, જેમ કોઈ ડૂબકી ખાતો માનવ પુનઃ તટ પર આવીને સ્વસ્થ થાય, મુક્ત રીતે શ્વાસ લે તેવો આનંદ મને આ બધા દુષ્ટ શાસનોથી દૂર થતાં થશે !

મારે તો જોઈએ આ જિનશાસન ! માત્ર જૈન શાસન અને તેથી જ મારી પ્રતિપલ, પ્રતિક્ષણ અને પ્રતિશ્વાસમાં એક જ રટણ છે. **'જૈનમ્**

**જયતિ શાસનમ્'** આ વીતરાગી શાસન વિના ક્યારેય કોઈનો જય થયો નથી અને થશે જ નહીં.

**નદીઓ વિલીન થાય :**

વિચારકોને તો 'જય વીયરાય અને જૈનમ્ જયતિ શાશનમ્ !' એ એક અર્થને કહેનારા બે વાક્યો સમજાય છે.

હે વીતરાગ પ્રભુ ! આજના દિવસે મને એવું બળ આપ કે, મારા આત્મામાં વીતરાગીતાનું મધુર સંગીત રેલાય અને સમસ્ત જૈન સંઘમાં એકમાત્ર વીતરાગી બનવાની આજ્ઞાનો આદર વધે. જિનશાસનનાં સહુ અનુરાગી બને. પંથ, પક્ષ, સમુદાય, ગચ્છ, ગ્રુપ એ બધી તો નદીઓ છે. શાસનના દિવ્ય નાદમાં એનું જેટલું વિલીનીકરણ થશે તેટલો જ 'જૈનમ્ જયતિ શાસનમ્'નો નાદ સાર્થક થશે. આવું થાય તો આજનો શાસન સ્થાપના દિન ઉજવાયો સાર્થક થાય.



સદ્જીવન, સદ્આચાર, સત્કર્તવ્ય
બધું જ વિદાય લે
તે વિડિયો...



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# वीर ! लक्षान् अभिवादान्, ददामि शासनाय ते ।
# यदाश्रयेण भव्याः स्युः, भवपीडा परिहरा ॥



મહાનુભાવે એક નાનું શું ટપકું કર્યું. ટપકાને જોવું મુશ્કેલ હતું, પણ મહાનુભાવે યુક્તિ કરી ટપકાની આગળ જ નાનું કુંડાળું કર્યું. ટપકું હવે સ્પષ્ટ દેખાવા માંડ્યું, પણ પેલા મહાનુભાવને થયું, હજી બીજું મોટું કુંડાળું કરું, પાછું ટપકું નાનું લાગવા માંડ્યું. એ પછી એનાથી પણ મોટું કુંડાળું કર્યું. હવે પેલું ટપકું માંડ-માંડ દેખાય તેવું થયું...

મહાનુભાવે કોઈ મહાત્માને પૂછ્યું : 'આવું કેમ થાય છે ?' મહાત્મા કહે છે, આ જ એક દિવ્ય સંદેશ છે.

આપણે એક નાના ટપકાં જેવા છીએ. નાનું કુંડાળું કરીએ તો જ આપણું ગૌરવ રહે છે. જ્યારે કુંડાળાનો વિસ્તાર થાય છે ત્યારે આપણે કેટલાં નગણ્ય છીએ એનો ખ્યાલ આવે છે.

બસ, આજે મારા જેવા અલ્પ બુદ્ધિમાનને લાગે છે કે મેં ખૂબ જ શાસન પ્રભાવના કરી છે, મેં ખૂબ જ પ્રતિષ્ઠાઓ કરાવી છે, મેં ખૂબ જ મોટો સમુદાય વધાર્યો છે, મેં અનેક ગ્રંથો-પુસ્તકોનું સર્જન કર્યું છે, પણ આ બધું માત્ર ટપકા જેવું અને જેટલું જ છે, હવે આપણે આ ટપકાને મહત્ત્વ આપવા બને તેટલું નાનું કુંડાળું કરીએ છીએ, વિસ્તાર અને વિશાળતામાં જતાં ડરીએ છીએ.

ખ્યાલ રાખો, હું અને મારા શિષ્યો, મારા સાધુઓ ઘણા છે, બીજા કરતાં બહુ છે. આવા વિચાર આવી જવા તે સ્વાભાવિક છે, પણ જો આપણે વિશાળ વર્તુળની રચના કરીશું તો આપણને આપણી લઘુતાનો ખ્યાલ આવી જશે.

બસ, એકવાર વ્યક્તિવાદ, સમુદાયવાદ, પંથવાદમાંથી આપણે બહાર આવીને અંતે વિશાળ શાસનને સમર્પિત થઈ જઈએ.

આવા જ કોઈ ભાવોમાં મસ્ત રહીને પરમ ગુણાનુરાગી, જીવનભર પરનિંદાથી દૂર રહેવાનું વ્રત સફળતાથી પાળી શકેલ એવા પૂજ્ય આચાર્યદેવ લબ્ધિસૂરીશ્વરજી મહારાજ ઉપરના શ્લોકમાં પોતાનાં હૈયાનાં ઉછળતા ભાવથી કહે છે.

"વીર ! લક્ષાન્ અભિવાદાન્, દદામિ શાસનાય તે"

હે મારા શાસન નાયક ! હું આપને લાખો અભિનંદન આપું છું. પણ માત્ર મારા જ ગુરુદેવને નહીં, મારા જ સમુદાયને નહીં, મારા જ ગચ્છને નહીં, મારા જ પક્ષને નહીં, પણ આ બધાનો સમાવેશ કરનાર તારા જિનશાસનને જ ...!

આપણે દૃષ્ટિ કેળવીએ, વિચાર કરીએ, જો પ્રભુનું શાસન ન હોય તો આપણાં ગુરુનુ, આપણા પ્રભુ વીરથી ચાલી આવતી પરંપરાનું, આપણા નિર્ગ્રંથ વડગચ્છ અને તપગચ્છનું પણ અસ્તિત્વ ક્યાંથી હોત ?

ભલે, આપણા પર ઉપકાર કરનાર આપણા સમ્યક્ત્વદાતા, આપણા વ્રતદાતા, આપણા સંયમદાતા, આપણા ગ્રહણ-આસેવન શિક્ષાદાતા અવિસ્મરણીય હોય, આપણે તે માટે સર્વસ્વ પણ ન્યોચ્છાવર કરવા તૈયાર હોઈએ, પણ આ બધું પ્રભુનું શાસન સ્થપાયું તો જ આપણને મળ્યું છે.

એક રીતે કહીએ તો ઉપરનાં બધા ઉપકારીઓ રેલવેના ડબ્બા છે. **મૂળ એન્જિન સંપૂર્ણ ગાડી એજ શાસન છે.**

માટે જ ગુરુભગવંતે પોતાના માતા-પિતા, ગુરુઓ અને દીક્ષા-શિક્ષા દાતા પોતાના આત્મારામજી મહારાજના સમુદાયને, પોતાના તપગચ્છને લાખો અભિનંદન નથી આપ્યા, પણ શાસનને જ અભિનંદન આપ્યા છે. આ જ વારસો મારા પૂજ્ય ગુરુદેવ વિક્રમસૂરીશ્વરજી મહારાજમાં નિહાળ્યો છે. આજથી ૫૦ વર્ષ પહેલાં કોઈ પણ વ્યક્તિ ૧૯૧ દિવસના છ'રી પાલિત સંઘની કલ્પના કરી શકતું ન હતું. તે વખતે સંઘની સફળતા જોઈને કેટલાય લોકો કહેવા માંડ્યા - "ન ભૂતો ન ભવિષ્યતિ" એક બોલે એટલે અનેક વ્યક્તિ બોલવા લાગ્યા, એમ કહેવા માંડ્યા : "સાહેબ ! આપનું પુણ્ય જ અપૂર્વ છે. જેથી આવો સંઘ નીકળ્યો. પૂજ્ય ગુરુદેવે તે સહુને બોલાવીને કહ્યું : તમને બધા જ ઈતિહાસની ખબર ન હોય, તેથી ન ભૂતો બોલાય જ નહીં. વળી ન ભવિષ્યતિ બોલવું એ ભાવિના શાસન અને સંઘની અવમાનના છે. શા માટે આપણે કહીએ ! કે આવું નહિં જ થાય. પૂજ્ય ગુરુદેવની આ શાસન ભાવનાથી ખુદ તેઓની જ નિશ્રામાં કલકત્તાથી છેક તીર્થાધિરાજ શત્રુંજય ગિરિરાજનો છ'રી પાલિત સંઘ નીકળ્યો અને એ પછીથી આજ સુધી આવા સુદીર્ઘ સંઘો અનેક નીકળ્યા અને હજી પણ નીકળતા રહે છે."

**Never under estimate Jain Shasan...**

મહાન જિનશાસનને ક્યારેય ઉતરતું ના સમજો. હવે અહીં વાત એ છે કે સંઘ કોનાં પુણ્યથી નીકળ્યો ? પૂજ્ય ગુરુદેવે કહ્યું : ભલે તમે કહો, મારી પુણ્યાઈથી નીકળ્યો ! પણ...



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

જુઓ ! મેં મારી નજરે એવા હજારો લોકોને આ સંઘયાત્રામાં જોયા છે, જેઓએ જીંદગીમાં પહેલી વખત જ રથમાં બિરાજમાન જિનેશ્વર પ્રભુનાં દર્શન કર્યા, હજારો લોકોને જીંદગીમાં પ્રથમ વખત જૈન સાધુના દર્શન થયા છે, હજારો લોકોએ મહામંત્રાધિરાજ નવકાર મંત્રને સૌથી પહેલીવાર સાંભળ્યો છે. મને લાગે છે, એવા આત્માઓનો પુણ્યોદય જાગ્યો તેથી જ આ સંઘ નીકળ્યો છે, આ શાસન છે માટે જ આ સંઘ નીકળ્યો છે માત્ર મારા પુણ્યોદયથી સંઘ નીકળ્યો નથી !



**ઉપકારી તે જ બની શકે,**
**જેને બદલામાં લેવાની કોઈ**
**ઈચ્છા નથી.**



# જ્ઞાને મૌનં ક્ષમા શક્તૌ, ત્યાગે શ્લાઘા વિપર્યયઃ
# ગુણા : ગુણાનુબન્ધિત્વાત્ તસ્ય સપ્રસવા ઇવ ॥



**સ્વીચ ઓન જ રહ્યાં કરે છે :**

પેલી સ્મિતા નામની બેબીનો પ્રશ્ન હતો, એ ખૂબ જ ઓછું બોલતી અથવા નહીંવત્ બોલતી. એક વખત એમને ત્યાં આવેલા સુશીલાબેને કહ્યું, 'ચિંતા કરતાં નહીં, ધીમે ધીમે બોલતા શીખી જશે.'

કોઈ કારણથી પેલા સુશીલાબેન ચાર વર્ષ પછી આવ્યા. તે વખતે પણ માતા રમાબેન ખૂબ તતડાવીને એને કંઈક શીખવી રહ્યાં હતાં. સુશીલાબેને કહ્યું : 'કમાલ છે, હજી તમારી સ્મિતા બોલતા નથી શીખી?' અરે ! એની વાત, જવા દો... હવે તો એ એટલું બધું બોલે છે કે અમે એને તતડાવીને ચૂપ રહેવા શીખવી રહ્યાં છીએ.

આજના યુગની આ વાત છે. નાના કે મોટાને ચૂપ રહેવું ગમતું નથી. એમાંય ચાર જણ ભેગા થાય ત્યારે આ જીભડી લપલપતી બહાર આવી જરૂરી કે બિનજરૂરી બોલ્યા વિના રહે નહીં.

કોઈ બોરીંગ થાયતો બોલ્યા જ કરવું એ સભ્યતાથી વિરૂદ્ધ છે તેમાંય કોઈ પણ વિષયની જાણકારી હોય અથવા થોડું જ્ઞાન આવે પછી કેટલાયનો રેડીયો સ્વીચ ઑન જ રહ્યા કરે છે.



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

**મૌન ધારણ કરવું :**

મોટે ભાગે લોકો પોતે કેટલું જાણે છે તે બતાવવા જ પ્રયાસ કરતાં હોય છે. માટે આ શ્લોકમાં સૌથી પહેલાં જણાવ્યું, 'જ્ઞાને મૌનં'. ગમે તેટલું જ્ઞાન હોય તે છતાંય મૌન ધારણ કરવું જોઈએ અને પોતાના જ્ઞાનને બતાવવાની મિથ્યા કોશીશ ન કરવી જોઈએ કે મને બધી જ ખબર છે.

જ્ઞાન ઉછાંછળાપણું ન લાવે, બકવાસ ન વધારે પણ મૌન ધારણ કરાવે. સાંભળતાં સાંભળતાં આપણે કંઈક જરૂર મેળવીએ છીએ, પણ જરૂર વિના બોલ્યા કરવાથી આપણી શક્તિનો વેડફાટ થાય છે. માટે જ જેમ જેમ જ્ઞાન વધતું જાય તેમ તેમ મૌન ધારણ કરવું. એનો અર્થ એ નથી કે ક્યારેય કંઈ ન બોલવું, પણ નિરર્થક બોલ બોલ કરવાથી આપણી શક્તિ ઊર્જાનો નાશ થાય છે.

શાસ્ત્રોમાં કહ્યું છે, 'જગતનો, વિશ્વનો તેમજ ચૌદ રાજલોકનો વિચાર કરે તે મુનિ કહેવાય અને જગતની કોઈપણ ઘટનાને રાગ-દ્વેષથી સ્પર્શ્યા વિના આપણી જાતને વિશ્વથી દૂર રાખવી તે મૌન છે.'

'શબ્દ પરમોપકારી છે, તેમ શબ્દ એ પરમ વિનાશકારી પણ છે...' એજ રીતે મૌન એ જેમ વચનગુપ્તિ છે તેમ મૌન એ ભાષાસમિતિ પણ છે.

તેથી જ જ્ઞાનીઓ બહુધા મૌન રાખ્યા પછી જ્યારે અત્યંત આવશ્યક હોય ત્યારે અનેક ગુણોથી મંડિત પોતાને અને બીજા સહુને ફાયદાકારક હોય એવું વચન બોલે.

એક વૈભવી રાજા હતો. નોકર ચાકરનો પાર ન હતો. એકવાર સ્નાન કરાવનાર માણસની ભૂલથી સ્નાનના પાણીમાં ઉંદર આવી ગયો. શહેનશાહ ધારત તો એ નોકરને મોતને ઘાટ ઉતારી દેત કે ફટકા મરાવીને બરતરફ કરી દેત. પણ ધ્રૂજતાં એવા નોકરને કહ્યું : તમે જે

ગુનો કર્યો છે તે ગંભીર શિક્ષાને પાત્ર છે. પણ, મારો સ્વભાવ સહન કરવાનો છે, ક્ષમા રાખવાનો છે. માટે તમને પ્રેમથી સૂચના આપું છું કે, આવી ભૂલો તમે મારા વારસદારો સાથે કરશો તો તેઓ તેજ વખતે તમારી જીવનલીલા સમાપ્ત કરી દેશે. પેલા શહેનશાહના ચરણો નોકરોના અશ્રુથી પ્રક્ષાલિત થઈ ગયા.

**પ્રભુ વીરે બધું જ સહન કર્યું :**

પ્રભુ મહાવીરની પ્રચંડ શક્તિ હતી. પોતે જ ગોશાલાને તેજોલેશ્યા શીખવાડી હતી અને તેણે જ પ્રભુ મહાવીર ઉપર તેજોલેશ્યા ફેંકી તો પણ ક્ષમાના અવતાર એવા પ્રભુવીરે બધું જ સહન કર્યું. પ્રતિકાર કરવાની શક્તિ ન હોય ત્યારે તો ચૂપ રહેવું જ પડે, સહન કરવું પડે, **તમામ શક્તિ હોવા છતાંય સહન કરવું એ મહાન તપ છે.**

એજ રીતે દાન-તપ આદિ કર્યા બાદ આપણામાં લૌકેષણા - પ્રશંસા સાંભળવાની ભૂખ જાગે છે. જો પોતે ઉપવાસ કર્યો હોય અને એ બીજાને જણાવવું હોય તો સામેનાને પૂછે, તમે શું કર્યું ? પછી પોતે જ પોતાની પ્રશંસામાં લાગી જાય. જેઓ ખરેખર અંતરના ત્યાગી નથી હોતા, ત્યાગ-તપથી જેમનો આત્મા આનંદિત સ્વભાવવાળો નથી હોતો તેઓ હંમેશા પ્રશંસા માટે વલખાં મારતા હોય છે. અને પોતાની મોટી પ્રશંસાથી ફૂલાઈ જતા હોય છે. માટે જ એક રીતે શાસ્ત્રાકારો કહે છે :

**'જ્ઞાન એ ગુણ છે, પણ જ્ઞાનની સાથે મૌન એ તપ છે...'**

**'શક્તિ એ ગુણ છે, પણ શક્તિની સાથે સહન કરવું એ તપ છે...'**

**'ત્યાગ એ ગુણ છે, પણ ત્યાગની સાથે વાહ-વાહ કે પ્રશંસાની જરાય અપેક્ષા ન હોવી એ તપ છે...'**

આથી જ કહ્યું છે, કે સારા ગુણો બીજા સદ્‌ગુણોને પેદા કરીને જ રહે છે.





# "વીતરાગ તારી ભક્તિ કરું એકતાન, સુવ્રત ધ્યાને બને વિક્રમ મહાન"



અહંકાર અને આત્મ વિશ્વાસને રૂડી રીતે સમજી લઈએ. અહંકાર ભાવ આવતા પોતાની નજીકમાં રહેલાને તુચ્છ સમજવાની વૃત્તિ આવે છે. માત્ર હું જ સર્વશ્રેષ્ઠ અને સર્વોપરી છું એવું દેખાડવાની વૃત્તિ આવે છે. "સીતા એક વનમાં ફરતાં રામને કેવી રીતે વરે ? હું લંકાનો મહાન રાજવી છું, સીતા મને જ મળવી જોઈએ..."

શું પોતે એક ક્ષેત્રમાં સર્વોપરી હોય તો બીજી કોઈ વ્યક્તિ બીજા ક્ષેત્રમાં મહાન ના હોય ? રાવણે પોતાના અહંકારમાં ગોથું ખાધું. પોતે સોનાની લંકાનો મહાન અધિપતિ હતો. અને પિતાના વચનની ખાતર વનવાસ સ્વીકારનાર રામ પોતાની મતિનો મહાન અધિપતિ હતો, પણ ભોગની ભૂતાવળમાં ભૂલા પડેલાઓને ત્યાગ અને ત્યાગીઓની શક્તિ અને સિદ્ધિનો કોઈ અંદાજ નથી હોતો. આખરે અહંકારના કારણે જ લંકાનું દહન થયું.

**છલોછલ આત્મવિશ્વાસ ભરેલો છે :**

વર્તમાન વિશ્વ પ્રવાહનું અવલોકન કરતાં જણાય છે કે રશિયાના પ્રમુખ પુતિનને આવો જ અહંકાર ભરખી ગયો છે. યુક્રેન જેવો નાનો દેશ રશિયાને હંફાવી રહ્યો છે. બહુ સ્પષ્ટ રીતે કહીએ તો પરાસ્ત કરી રહ્યો છે.

રામ શક્તિશાળી છે, પણ અહં જરાય નથી, છલોછલ આત્મ-વિશ્વાસ ભરેલો છે. જંગલમાં જઈશ તોય મારો આત્મિક આનંદ જરાય લુંટાવાનો નથી. એવા આત્મ વિશ્વાસે આ એક અયોધ્યા નગરીના ત્યાગને ઠેકાણે અનેક અયોધ્યાઓએ આકાર લીધો.

ગવાઈ ગયું... "જ્યાં રામ હોય ત્યાં અયોધ્યા હોય..."

પ્રભુ મહાવીરને ઈન્દ્ર વિનંતિ કરે છે, 'ખૂબ ઉપસર્ગો આવવાના છે. તો દેવોને આપની સેવામાં રહેવાની આજ્ઞા આપો !'

તે વખતે પ્રભુજી પ્રકાશ્યા - "હે ઈન્દ્ર, તારી ભક્તિ સુંદર છે, બેનમૂન છે, પણ મને કશું જ નહીં થાય". પ્રચંડ આત્મવિશ્વાસ હતો એટલે જ પ્રભુ વર્ધમાનમાંથી મહાવીર બન્યા.

સૂક્ષ્મરીતે વિચારતા લાગે છે કે, બહારથી સબળો પણ, અંદરથી નબળો અને નમાલો હોય છે, એ જ અહંકાર કરતો હોય છે.

**એક ભક્ત કવિ હતા :**

આત્મવિશ્વાસથી મહેંકી ઉઠતા વ્યક્તિને અહંકાર નથી આવતો, એનામાં નમ્રતા આવે છે. નમ્રતાથી છલોછલ ઉભરાઈ જતાં મારા પૂજ્ય ગુરુદેવ વિક્રમસૂરિશ્વરજી મ.સા. એકભક્ત કવિ હતા. કારણ કે તેઓ આજીવન કવિકુલકિરીટ લબ્ધિસૂરિશ્વરજી મ.સા.ની ગૌરવભરી 'ગુરુ છાયામાં' ઉછર્યા હતાં.

ખંભાતમાં સમૂહ '૧૦૮ માસક્ષમણ' કહો કે સમૂહ આરાધનાનો અવનવો પ્રારંભ કરનાર, પૂજ્ય ગુરુદેવ જે સમયમાં કલ્પી ન શકાય તેવા કાળમાં '૧૯૧ દિવસ' અને '૨૧૧ દિવસ'ના મહાન છ'રી પાલિત સંઘો પોતાની નિશ્રામાં સફળ થયા હતા છતાંય એક જ શબ્દ નીકળતો "શાસન હોય તો જ આવા કાર્યો થાય."

હું કે મારાથી ના થાય, જે થાય છે તે જિન શાસનથી જ થાય છે. આવા મહાન પૂજ્ય ગુરુદેવ '૧૧ લાખ વર્ષ પ્રાચીન પ્રભુ મુનિસુવ્રત સ્વામિ'નાં શકુનિકાવિહાર રૂપે પ્રસિદ્ધ ભરૂચતીર્થના ઉદ્ધારના પ્રારંભક હતા.

મૂળનાયક પ્રભુ મુનિસુવ્રત ભરૂચમાં પણ હતા અને પોતાની '૫૭મી દીક્ષા તિથિ' નવરંગપુરા અમદાવાદમાં આવી હતી ત્યાં પણ પ્રભુ મુનિસુવ્રત મૂળનાયક હતા. આ મુનિસુવ્રત દાદાનાં ધ્યાનમાં રહેતાં જ પૂજ્યશ્રીને સંકેત મળી ગયો હતો, 'આ છેલ્લી દીક્ષા તિથિ છે' માટે જ મને કહ્યું :

"રાજા ! તારે જેટલી ગુરુભક્તિ કરવી હોય એટલી કરજે." મારી હયાતીમાં આ છેલ્લીજ મારી દીક્ષાતિથિ ઉજવવાની તક છે.

મૃત્યુ સામે જ હતું, કાળધર્મ કાયા પર કંડરાઈ ગયો હતો. છતાંય જરાય ક્ષોભ કે ભય ન હતો, અને પ્રચંડ આત્મ-વિશ્વાસથી ગવાઈ ગયું. "સુવ્રત ધ્યાને બને વિક્રમ મહાન" પોતાને મહાન બનવાનો ન અભરખો હતો, ન અભિમાન હતું, પણ પ્રભુભક્તિથી પ્રગટેલો આત્મવિશ્વાસ હતો.

**ગુરુભક્તિ અને ગુરુકૃપાથી ભરેલો આત્મવિશ્વાસ હતો.**

પૂજ્યશ્રીને મનમાં હશે હવે હું તો વિશ્વમાંથી વિદાય લઈશ, પણ મેં મારી જે વાત્સલ્યધારા વહાવી છે. વિશુદ્ધિની વિમલતાને વહેતી કરી છે. નમ્રતાનાં નમણા પાઠો મારા શિષ્ય-શિષ્યાને સમજાવ્યા છે. તેથી 'વિક્રમ મહાન' એ તો સિદ્ધ જ થવાનું છે.

**પ્રભુ ભક્તિ રગરગમાં વસી જાય છે :**

ગુરુ ભગવંતને ધરા પરથી વિદાય થયાને '૩૬ વર્ષ' થઈ ગયા છે, પણ 'વિક્રમ-વિક્રમ' આજે પણ ભારતભરમાં ગુંજિત છે. પોતાના


J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

એક નાના પણ શિષ્ય-પ્રશિષ્યમાં ગુરુદેવે પોતાના નામ પ્રમાણેના ધર્મ વિક્રમો પહોંચતા કર્યા છે.

આ કરૂણાનિધાન પૂજ્ય ગુરુદેવે પોતાની હયાતીમાં જ પોતાના સૂરિમંત્રની સાધનાથી અનેક ધર્મીના મનમાં ધર્મ જડબેસલાક બેસાડી દીધો હતો. તો કેટલાકનાં રડતા ચહેરા પર ફુલ ગુલાબી હાસ્ય સર્જી દીધું હતું.

પોતાનો અપરાધ કરનારને પણ માત્ર ક્ષમા જ નથી આપી. પોતાની વાત્સલ્ય-ગંગામાં નવડાવી દીધા છે.

માત્ર જિનભક્તિના ઉછાળાથી ભક્તામર દ્વારા પ્રાર્થના કરતાં કોઈ વિશેષ વિધાન વિના પૂજ્ય ગુરુદેવ ભક્તિથી જ "ભક્તામર સિદ્ધ" થયા. વારંવાર પૂજ્ય ગુરુદેવ કહેતા હતા કે મને કોઈ કહે છે "ચમત્કાર થયો !" ત્યારે મને એ જ વિચાર આવે છે કે, 'કળિકાળમાં પ્રભુભક્તિ મારા રગરગમાં વસી જાય છે એ જ ચમત્કાર છે. હું પ્રભુને માત્ર વિનંતિ કરું છું - અધિષ્ઠાયકોનું સ્મરણ કરું છું અને જે ન થવાનું હોય તે થાય છે. ભલે, લોકો એને ચમત્કાર કહે, પણ હું તો એ જ સમજું છું કે પ્રભુ દેવાધિદેવની પરમ કૃપાનો જ પ્રભાવ છે.'

આવા ગુરુભગવંત જ્યારે 'સુવ્રત ધ્યાને, પોતે મહાન બને' એવી પ્રાર્થના કરે છે ત્યારે મનમાંથી અહંકાર ગળી ગયા બાદનો ઉજ્જવલ ઈતિહાસ આપણા સહુ સમક્ષ પ્રગટ થાય છે.

બસ, વિક્રમની કૃપા અમારા સહુ પર વરસતી રહે... અમે ગમે તેટલાં આત્મવિશ્વાસમાં આવીએ, પણ અહંકારના રોજ ભાગાકાર કરતાં રહીએ.





J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# પછી પૂજન કરી શુભભાવે, હૃદયપટ ખોલોને...



કવિરાજ કહો કે કવિકુલકિરીટ કહો, આચાર્ય લબ્ધિસૂરીશ્વરજી મહારાજા શતાબ્દિ વ્યાપી મહાકવિ હતા. એ તો મહા જિનભક્ત હતા અને હૃદયની એ ભક્તિ શબ્દમાં વ્યક્ત થતાં કાવ્ય બની જતું. માત્ર ભક્તિના માધ્યમે જ કાવ્ય ભજન બની જાય છે, અને એથી જ ભગવાનની મહત્તાનું વર્ણન કરતાં કાવ્યો ભજન કહેવાય છે.

આવા પૂજ્ય આચાર્ય દેવ લબ્ધિસૂરીશ્વરજી મહારાજાના અમર કાવ્યોમાં એક કાવ્ય છે - "ભવિ ભાવે દેરાસર આવો." એ જ કાવ્યની પંક્તિ છે, "પછી પૂજન કરી શુભ ભાવે, હૃદય પટ ખોલોને."

પૂજન કર્યા પછી અર્થાત્ દ્રવ્યપૂજા પછી ભાવપૂજા રૂપે ચૈત્યવંદન કરવાનો અધિકાર છે. કવિ કહે છે, ચૈત્યવંદન કરવું એટલે પટ ખોલવાનો. પટને બારણું પણ કહેવાય છે, હૃદયપટ એટલે હૃદયના બારણાને ખોલી નાંખવાનું છે.

વિચારવાનું એ છે કે પટ ન કહેતાં હૃદયપટ કહ્યું છે. મગજ ખોલીએ તો બુદ્ધિ નિકળે, દલીલ નીકળે, બુદ્ધિથી, તર્કથી કે દલીલોથી ક્યારેય કોઈને પરમાત્મા મળ્યા નથી. બુદ્ધિથી તો પરમાત્મા શું મળે, પણ પોતાનો આત્મા પણ સમજી શકાતો નથી.

પરમાત્મા તો દિલથી જ મળે, હૃદયથી જ મળે, ભાવનાથી જ સમજી શકાય છે. શ્રદ્ધાથી ઓળખી શકાય છે અને સમજણથી પામી

શકાય છે. માટે જ મહાકવિ-મહાભક્તિનિષ્ઠ કહો, એવા પૂ. આચાર્ય દેવ લબ્ધિસૂરીશ્વરજી મહરાજાએ હૃદય પટ ખોલવાનું કહ્યું છે, અર્થાત્ ચૈત્યવંદનને હૃદયમાં બેસાડી દેવા જેવું છે. એમાંય પ્રણિધાન સૂત્ર - જયવીયરાય સૂત્રમાં ૧૩ પ્રાર્થનાઓ તો કમાલની છે. કદાચિત્ સમસ્ત જિનશાસનનો સાર એમાં આવી જાય છે. આપણે 'જયવીયરાય સૂત્ર'નો પાઠ રોજ કરીએ છીએ માત્ર તેથી હૃદયપટ ન ખૂલે, ભાવપૂજન ન થાય, એથી દરેક સૂત્રને ગીતની જેમ ગાવા જોઈએ.

'અનંતં ગીયવાઈએ' ગૃહસ્થે તો ગીત અને વાજિંત્ર સાથે પ્રભુ સ્તવના કરવાની છે અને એથી જ ગીત-વાજિંત્ર સાથે હૃદયપૂર્વકની અનુપ્રેક્ષા થતાં ચૈત્યવંદન, સ્તવન અનંત કર્મોનો નાશ કરે છે. આથી કેટલાક યોગીઓ ઘણીવાર ભક્તિયોગને તુચ્છ સમજે છે, પણ તેમને ખબર નથી માત્ર જ્ઞાનથી કર્મનિર્જરા થતી નથી, પણ કર્મનિર્જરા તો જ્ઞાનની પરિણતિથી જ થાય છે.

ભક્તિયોગમાં એ તાકાત છે કે એ ભક્તિના પ્રભાવે હૃદયની શુદ્ધ ઊર્જાના તરંગે ઝેરને પણ અમૃતમાં પરિણમાવે છે. આચાર્ય સિદ્ધસેનદિવાકર સૂરીશ્વરજી મહારાજા તો જાણે આપણને છાતી ઠોકીને કહી રહ્યા છે,

"પાનીયમપ્યમૃતમિત્યનુચિંત્યમાનં,
કિં નામ નો વિષવિકાર મપાકરોતિ."

શરણાગત પામેલ આત્મા આખાય વિશ્વથી લાપરવાહ થઈ જાય છે. લોકો એને ભગતડો કહીને ખીજવશે તોપણ તે પ્રત્યેકના મોઢેથી પોતાની સફળતાનું પ્રમાણ મળી રહ્યું છે એમ સમજીને હરખાશે.

શ્રીમતીનો હૃદયપટ ખુલી ગયો, એક નવકાર ગણતાં અનેરૂં પ્રભુ ભજન થયું અને જીવંત સર્પ ફૂલમાળા બની ગયો. પ્રપંચ કરનાર

શ્રીમતીના સ્વજનો પાખંડી ઘોષિત થયા. શ્રીમતીના એક નવકારે, હૃદયપટ પર છવાઈ ગયેલા એક નવકાર મંત્રના સ્મરણે પુરો હારનો ખેલ જીતમાં પલટાવી દીધો.

પોતાની જ શિષ્યા મૃગાવતી પાસે ચંદનાએ હૃદયપટ ખોલ્યો. શિષ્યા જ નહીં પણ કેવલી મૃગાવતી પાસે પોતાનું હૃદય ખોલી ક્ષમાપના કરી, અરે ! શરણાગતિ સ્વીકારી, મહાસતી ચંદનબાળાએ કેવળજ્ઞાન મેળવ્યું. પ્રભુની પાસે, ગુરુની પાસે જેણે હૃદયના બારણા ખોલ્યા નથી એ બિચારો સંસારમાં ભટકતો જ રહ્યો છે. જેણે જાણે, અજાણે પૂર્વના મિથ્યા સંસ્કારોના જોરે અનંત પાપો કર્યા છે, તેઓ પણ હૃદયપટ ખોલીને એક ક્ષણમાં મોક્ષ પામે છે.

બસ, અત્યાર સુધી જેમણે હૃદયના પટ બંધ રાખ્યા છે તેઓ મહાકવિ, મહાભક્ત હૃદયી આચાર્ય લબ્ધિસૂરીશ્વરજી મહારાજાની વાત સ્વીકારી લે અને હૃદયપટને ખોલી દે, તમામ કર્મો ભાગી જશે.

ગઈ કાલે પોષ સુદ-૧૨ ગઈ. દાદા ગુરુદેવ લબ્ધિસૂરીશ્વરજી મહારાજાનો ૧૩૯મો જન્મદિવસ ગાંધીનગરમાં ઉજવાઈ ગયો. બસ, મારા પ્રભુ, મારા લબ્ધિપ્રભુ, મારા પણ હૃદયપટને ખોલી દો...!



**કર્મ બંધાય નહીં,**
**એવું બોલવું તે પણ મૌન કહેવાય.**



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# રે જિહ્વે ! કટુક સ્નેહે, મધુરં કિં ન ભાષસે ?
# મધુરં વદ કલ્યાણિ ! લોકો હિ મધુર પ્રિય !



મધુબેન ખૂબ જ કાળા છે. વસ્ત્રો પણ સામાન્ય છે. શ્રીમંતાઈ પણ નથી, પણ કોણ જાણે બધાને એ ખૂબ ગમે છે. મંડળી ભરાઈ હોય તો એમની ગેરહાજરી ખૂંચે. કેટલાક તો મધુબેન આવ્યા નથી જાણીને જ રસ્તો બદલી લે.

શું હશે એ મધુબેનમાં ? માત્ર બોલવાની કળા, બોલે એટલે ભલભલાને લાગે કે, એમના હૃદયને કોઈ માલીશ કરી રહ્યું છે. સાંભળનારને એટલી શાતા પ્રગટે કે કામ વગરનું કે નકામું પણ મધુબેનનું સાંભળવું ગમે - ગમે અને ગમે.

ઉપરના શ્લોકમાં કવિએ પણ કમાલ કરી છે. જીભને કહે છે : 'બેટા ! તું કલ્યાણી છે, પછી શા માટે કડવી વાણીનો આગ્રહ રાખે છે ? શા માટે મધુર બોલતી નથી ? જીભના સેંકડો ગુન્હા હશે, પણ કવિ તો એને કલ્યાણી કહીને જ બોલાવે છે. વારંવાર જીભને અને આપણને સહુને યાદ અપાવે છે કે, આ દુનિયાનો કોઈપણ માણસ એવો નથી. જેને મધુર વચન પ્રિય ન હોય ! મધુબેને આ વાતને આત્મસાત્ કરી છે.'

કેટલાક લોકોને લાગે છે કે પોતે ભગવાનના પણ ભગવાન છે. તેઓ લૌકિક માન્યતા પ્રમાણે કહે છે. આ ભગવાને કેવા વિચિત્ર

માણસોને સર્જી દીધા છે. હવે, આ બધાને કોઈએ તો ઠીક કરવા જ પડશે ને ! અને તેથી તેઓ લાગ જોઈને જ બેઠા હોય છે, સામેની વ્યક્તિને સંભળાવી દેવાના ! કોઈના દિલને અને મર્મને વીંધી નાંખે તેવા વચનો બોલીને પોતે આનંદ લેતા હોય છે, પણ એક વચન બોલીને આખી જીંદગીના સંબંધોને ધોઈ નાંખતા હોય છે. સ્નેહ અને પ્રેમ એ તો ટીપે ટીપે વધતાં હોય છે. પણ કડવા વેણ બોલવાવાળા પ્રેમ અને સ્નેહની લીલાને એક મિનિટમાં રોળી દેતા હોય છે.

શિષ્ય : આપની વાત સાચી છે. કડવા વચન બોલવાથી પ્રેમનો નાશ થાય છે. એક બીજાના સંબંધો તુટી જાય છે. વેરની પરંપરા આખી જીંદગી ચાલે છે. અરે ! ક્યારેક ભવોભવ આવી વૈરની પરંપરા ચાલે છે. આવું સમજવા છતાં શા માટે કડવા વચનો બોલાઈ જાય છે ?

ગુરુ : આ માટે થોડું ચિંતન વધારવું પડશે. જીભ એ તો ટેપ છે. બોલનાર બીજા છે. બોલનાર છે આપણો આત્મા, આપણું મન. જીભને સુધારવી હશે તો મનને જ સુધારવું પડશે. મન સુધરેલું હશે તો ક્યારેય કડવું વેણ નહીં નીકળે.

શિષ્ય : સમજમાં નથી આવતું કે કડવા વચનને અને મનને શો સંબંધ છે ?

ગુરુ : પુનઃ સમજ, કોઈ દિવસ જીભ વગર વિચારે બોલતી નથી. ભલે ઉતાવળથી બોલી જાય, પણ જે મનમાં હોય છે તે જ વચનથી નીકળે છે. મનની શુદ્ધિ થશે તો વચન પોતાની મેળે મધુર બની જશે.

શિષ્ય : હજીય વાત સ્પષ્ટ થતી નથી અને એ સમજાતું નથી મન શા માટે કડવું રહ્યા કરે, જેથી વચન કડવું નીકળે ?

ગુરુ : સ્વસ્થ થઈ જા. મનનો પાર પામવો મુશ્કેલ છે, પણ મનનો પાર પામવો અશક્ય નથી. આપણું મન ચાર શત્રુઓના હાથમાં છે. ક્રોધ - માન - માયા અને લોભ. આ ચાર શત્રુઓને મનમાંથી જેટલા દૂર કરી દઈએ તેટલી વચનમાં મધુરતા આવે. કલ્પસૂત્રની સુબોધિકા ટીકામાં આવે છે - ભગવાનને - ગૌતમસ્વામીને સમવસરણમાં આવતાવેંત જ મધુર વચનનથી બોલાવ્યા. લડતા આવ્યા હોવા છતાં ભગવાને પૂછ્યું - 'હે ઈન્દ્રભૂતિ ! સુખપૂર્વક આવી ગયા છો ? આ મધુર વચને ઈન્દ્રભૂતિ ગૌતમને શરણાગત થવા ફરજ પાડી. એકનો નહીં પણ ૪૪૦૦ આત્માનો ઉદ્ધાર આ મધુર વચનથી થયો.

જ્યારે વાણીમાં કષાયનો અભાવ કે, કષાયની મંદતા આવે છે ત્યારે વાણી અમૃત જેવી બને છે. મધુબેન કંઈ વીતરાગ ન હતા, પણ સમજતા હતા. નમ્રતા-સરલતા-દંભ વગર અને સંતોષપૂર્વક બોલો તો તમે કોઈને પણ ગમી જાવ.

શિષ્ય : પણ કોઈને ઠપકો આપવો હોય ત્યારે તો કડવું કહેવું જ પડે ને?

ગુરુ : તમારા અનુભવોનું પૃથક્કરણ કરો, ઠપકો બે રીતે આપી શકાય. એક તો સામેની વ્યક્તિને ઉઘાડા પાડવાના ભાવથી અને બીજું સામેની વ્યક્તિને સુધારવાના ભાવથી. જ્યારે સુધારવાના ભાવથી કડક શબ્દ બોલશો ત્યારે તમારા હૃદયના પ્રેમનું પ્રતિબિંબ તેમાં હશે. સામેની વ્યક્તિ તમારી વાત જોડે સંમત નહીં થાય તો પણ તમારી રીતભાતથી ચોક્કસ પ્રભાવિત થશે. મોટે ભાગે આપણે દુરાગ્રહોથી પૂર્વાગ્રહોથી પીડાતા હોઈએ છીએ. દુરાગ્રહો અને પૂર્વાગ્રહો આપણા મનને ડોહળું બનાવે છે અને એવા મનથી નીકળેલું વચન પણ ગંદુ જ લાગે છે.

શિષ્ય : આવા પૂર્વ ગ્રહો અને દુરાગ્રહોને દૂર કરવા શું કરવું જોઈએ ?

ગુરુ : હવે, તમે મૂળ મુદ્દા પર આવ્યા. પૂર્વાગ્રહો આપણને ઊંધા રસ્તે દોરે છે. એકવાર ભૂલ કરેલ વ્યક્તિ હંમેશાં ભૂલ કરશે આ પૂર્વાગ્રહ છે. તમે સાવધાન રહો એ શાણપણ છે, પણ તમે ભરમાયેલા રહો એ ગાંડપણ છે.

પાપ કરનારને પણ તમે પુણ્યશાળી છો. એવું કોઈ ખરા મનથી કહે તો તેને સાંભળવું ગમે છે અને પાપ છોડી દેવાનું પણ મન થાય છે. જ્યારે કોઈ પણ વ્યક્તિ સાથે વાત કરો ત્યારે નાના ફૂલને કે નાના ફળને લેતા હોઈએ તેવી રીતે જુઓ. તેવી રીતે વિચારો, વાસી ફૂલ અને વાસી ફળો છે એ દૃષ્ટિ રાખવાથી વર્તમાન પરિસ્થિતિને તમે પામી નહીં શકો. માનવની સાચી મેચ્યોરીટી અર્થાત્ પરિપક્વતા એ છે કે, તે પોતાની નજીકમાં આવતા વિશ્વને સારૂં જોવાની દૃષ્ટિ કેળવે ! મેં જોયું છે એક જ વ્યક્તિ બધાની સાથે ખરાબ વર્તન રાખતી હોય છે. છતાંય એના હૃદયને સ્પર્શે, એના સંયોગને સમજે, એના આગ્રહને સમજે તેવી વ્યક્તિનું તે કહ્યું માને છે. તેમ જેના મનમાં કોઈના પણ માટે કડવાશ હોય જ નહીં તો વાણીમાં કડવાસ આવે ક્યાંથી ?

શિષ્ય : આપની વાત ખરી હોય કે, સામેની વ્યક્તિ નીચ અને દુર્ગુણી છે છતાંય તેને સારી માનવી એને સારી કહેવી તો તે શું માયા નથી ?

ગુરુ : જરૂર માયા નથી. આપણો સ્વાર્થ મીઠું બોલીને તેને છેતરવાનો હોય તો માયા, તેને ફસાવવાનો હોય તો માયા, તેને ખાડામાં ઉતારી આપણો સ્વાર્થ સિદ્ધ કરવાનો હોય તો માયા, પણ સામેની વ્યક્તિના અહંકારને ઠેસ ન લાગે, સામેની વ્યક્તિના હૃદયને પીડા ન થાય તે માટે મીઠું વચન અન્યથા હોય તો પણ માયા નથી.



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

શિષ્ય : તો એનો મતલબ એ થયો કે આપણું મન 'માં' ના મન જેવું મન હોવું જોઈએ.

ગુરુ : બરાબર ! હવે બરાબર તમને પકડ આવી. માં બાળકના હજારો ગુનાને માફ કરવા તૈયાર હોય છે. તેમ આપણા હૃદયમાં પણ પ્રાણીમાત્ર માટે માતૃત્વ જેવું વાત્સલ્ય આવે તો વાણીમાં મધુરતા આવે, આવે અને આવે જ. આવું માખણ જેવું કોમળ હૃદય એ જ સાધુ-સંતોનું હૃદય હોય છે અને એટલે જ સાધુ-સંતો સદાય મધુર વચન બોલનાર જ હોય છે. શાસ્ત્ર તો કહે છે કે...

કેવલજ્ઞાની ભગવાન પણ નરકમાં જનાર જીવને દેવાનુપ્રિય કહીને જ બોલાવે છે. સામેની વ્યક્તિમાં સદ્‌ગુણ ન હોય તો આપણા વચનથી તેનામાં સદ્‌ગુણનો આરોપ થાય છે.

હે પ્રિય શિષ્ય ! સાંભળ, શાસ્ત્રમાં કહે છે કે નાનો છોકરો દાદાની લાકડીને ઘોડો કરીને ચલાવતો હોય અને વહોરવા આવેલા ગુરુ મહારાજને તેને વચમાંથી આઘા જવું કહેવું હોય તો બાળકને 'તારી લાકડી બાજુ પર લે.' એમ ન કહે, પણ 'તારો ઘોડો બાજુ પર લે.' એમ જ કહેવું પડે. બાળકની કલ્પનાનો ભંગ થાય તો બાળક દુઃખી થાય આવી સૂક્ષ્મ વિચારણાઓ શાસ્ત્રમાં છે.

બસ, હવે મનને તપાસવાનું શરૂ કરો, મનને મંદ કષાયી બનાવી દો. પછી જુઓ જીભ પરથી અમૃત ઝરે છે કે નહીં ?

આવું અમૃતઝરણ કરી સ્વ-પરનું કલ્યાણ કરો.





J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# આયઓ ગુરુબહુમાણો.
# ગુરુનો વિનય એ જ મોક્ષ છે.



ગૌતમસ્વામી ચાર જ્ઞાનના ધણી હોવા છતાં ભગવાનના જવાબથી જ સંતોષ પામે. ઉપદેશમાલામાં કહ્યું છે; 'જાણંતોઽવિ તમત્થં વિમ્હિઅ, હિયઓ સુણઈ સવ્વં' ગૌતમસ્વામી પોતે બધું જ જાણે છે છતાંય એમને ધર્મધ્યાનને જીવાડવું છે માટે મુખ પર વિસ્મયનો ભાવ આવી જાય છે, હે પ્રભો ! આપ ફરમાવો છો એ જ સાચું છે એવો અંદરમાં ગુંજારવ થતો હોય છે. આ શાસનમાં ગૌતમસ્વામી જેવું વિનયનું દૃષ્ટાંત મળવું દુર્લભ છે. સંસારિકો તો પોતાના ચોપડામાં લખે છે 'ગૌતમસ્વામી જેવી લબ્ધિ હોજો' પણ આજના વિચારવાન સાધુઓ પોતાના હૃદયના ચોપડે એ જ લખે 'ગૌતમસ્વામી જેવો વિનય હોજો' "ગૌતમસ્વામી જેવી ભક્તિ હોજો." ક્યારેક પ્રમાદમાં આવેલા ગુરુઓની પણ સુવિનીત શિષ્યો સેવા છોડતા નથી. તમારી સાચી સેવા ને વિનય હશે તો તમારા જ નિમિત્તે તમારા જ કારણે ગુરુ સ્વયં પ્રતિબોધ પામી પ્રમાદને ત્યજી દેશે. બસ, આપણી દલીલ ગમે તેવી હોય પણ ગુરુ જે નિર્ધારિત થયા છે તે હંમેશ માટે પૂજ્ય છે. એક સતી સ્ત્રીના પતિની જેમ. ગમે તેવા માતા-પિતા હોવા છતાંય પુત્રને પૂજિત છે. આમ છેલ્લે શાસ્ત્રકારોને પંચસૂત્ર જેવા સૂત્રમાં લખવું પડ્યું છે. 'આયઓ ગુરુબહુમાણો' આ ગુરુનો વિનય એનું આંતરિક બહુમાન એ આયઓ છે. અર્થાત્ એ જ મોક્ષ છે. ગુરુનો હાથ મૂકાવતાં પોતાને ધન્ય માનતો હોય છે.



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

પૂ. યશોવિજયજી મ.સા. કહે છે; શિષ્યનો આ વિનય જ ધર્મધ્યાન છે. આવા વ્યવહારવાળા શિષ્યની ધર્મધ્યાનની અનુપ્રેક્ષા કદાચ ચોવીસ કલાક ચાલતી રહેતી હોય છે. આવો શિષ્ય દુનિયાના સર્વ માન-સન્માનથી પર થઈ ધર્મધ્યાનમાં મસ્ત થઈ જાય, કદાચ ગુરુના ચરણ પ્રક્ષાલતા પણ શિષ્યમાં ધર્મધ્યાન આવી જતું હોય છે. કર્મોનો ભુક્કો આવો શિષ્ય પળે પળે કરી રહેતો હોય છે.

**વિનય કરતા જ રહેવાનું છે :**

જવા દો, આ પંચમકાળની વાત. ક્યારેક પોતાના શિષ્યના જ માન-સન્માનથી ગુરુને ઓછું આવે. અરે, ગુરુને ઈર્ષ્યા પણ આવે, છતાંય જે શિષ્ય ધર્મધ્યાનમાં મસ્ત છે, જેનું વિનય એ લિંગ છે, એવો શિષ્ય પોતાના વિનયના બળે, પોતાના સમર્પણના બળે આખું ચિત્ર ફેરવી શકવા સમર્થ બને છે. કારણકે શાસ્ત્રોએ કહ્યું છે; શિષ્ય એ ગમે તેવો હોય તો પણ ગુરુથી પોતે ઓછી શક્તિવાળો છે એમ જ દેખાવાનો પ્રયત્ન કરવાનો છે. અવસર મળે કે તુરંત જ શ્રદ્ધાળુના મુખે, પર્ષદાના મુખે ગુરુના ગુણોનું જ વર્ણન ચાલતું હોય. ક્યારેક એવું લાગે છે કે આટલું બધું શિષ્ય માટે કહેવું એક પાક્ષિક છે. ક્યારેક કોઈને લાગી જાય કે બધી વાત અમારા શિષ્યની જ છે તો ગુરુની કોઈ વાત જ નથી. શું એમણે શિષ્યનું ગૌરવ ન વધારવું જોઈએ ? શું એમનાથી શિષ્યના ગુણોની સ્તુતિ ન થઈ શકે ?

જેમ પૂ. ઉપા. યશોવિજયજી મ. વિનયને ધર્મધ્યાનનું લિંગ કહે છે, નિશાન કહે છે તો શું ગુણસ્તુતિ એ પણ ગુરુના માટે ધર્મધ્યાનનું લિંગ-લક્ષણ નથી ? છે જ. બહુધા ગુરુમાં પણ આવું તત્ત્વ અપેક્ષિત જ છે. માટે તો આપણે ત્યાં એક અનોખી પ્રથા ચાલી આવે છે, આચાર્ય

પદવી પ્રદાન કરતી વખતે ગુરુ પોતાના શિષ્યને વંદન કરે છે. ક્રિયા ભલે એક ક્ષણની હોય પણ ઉપદેશ શાશ્વત છે.

છતાંય વાત તો એ જ છે કે શિષ્યએ ગુરુનો વિનય કરતાં જ રહેવાનું છે. એકવાર ગુરુના ચરણોમાં મસ્તક મુક્યું છે, પછી ગુરુ શું કહે છે ? ગુરુ શું કરે છે ? એ જોવાનું બંધ કરી દેવાનું છે. મારે શિષ્યએ શું કરવાનું છે એ જ જોવાનું છે.

**પ્રશ્ન** : શિષ્ય પોતે ગુરુને પસંદ કરે એ વાત તો ઠીક જ છે, પણ આજે જે રીતે સંસારી સંબંધોને લક્ષ્યમાં રાખી ગુરુ શિષ્યની સ્થાપના અને દિગ્બંધન કરવામાં આવે છે અથવા પોતાના ગામના જ અથવા પોતાના માત-પિતાના પરિવારના જ કોઈ સાધુને ગુરુ તરીકે સ્થાપી દેવામાં આવે છે ત્યાં શું પરિસ્થિતિ સર્જાઈ શકે ?

**જવાબ** : આ પ્રણાલિકા બીજી બધી બાબતો યોગ્ય હોય તો વાંધો ના આવે પણ આવી પ્રણાલિકા સમજદાર ગચ્છાધિપતિઓએ રોકવાનો પ્રયત્ન કરવો જોઈએ. કદાચિત્ આપણને એ વધારે પડતું લાગે, પણ તેરાપંથના આચાર્યોએ એક જ ગુરુની પ્રણાલિકા સ્થાપિત કરી છે. તેનું અધ્યયન થવું જોઈએ.



**ગુણોને જોવાની શક્તિ આવે તો**
**બધા ગુના નાશ પામે.**



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# ભાગ્યસમ્ભાર લભ્યેડર્થે, ન મન્દા અપ્યુદાસતે

— વીતરાગસ્તોત્ર પ્રકાશ-૪



એક ભાઈએ રક્ષાપોટલી માંગી, એને શ્રદ્ધા હતી, પણ આ જોઈ બીજાએ પણ માંગી, કારણ ? મફત મળે તો કોણ જવા દે. ગાંડો માણસ પણ લેવામાં ચૂકતો નથી. આપવાનું હોય તો ન અપાય એવી એને પણ સમજ પડે છે.

કીડી તેઈન્દ્રિય જીવ છે. આપણે એને જોઈ શકીએ છીએ કે એને આંખ પણ નથી કે પાંખ પણ નથી છતાંય ગંધની ખબર એને જેટલી પડે એટલી માણસને પછી પડે.

**ઘીના ગાડવા :**

એક શેઠના ઘીથી ભરેલા ગાડવા ચોરાઈ ગયા. ચોરો પણ મુંઝવણમાં હતા, આટલા મોટા ઘડા રાખવા ક્યાં ? છતાંય એમને તો સંતાડવાની જગ્યા શોધી જ કાઢી. પણ માલિકને ખબર ના પડી. એ વિચારે છે, આટલા બધા ઘીના ગાડવા ગયા ક્યાં ? ગામ તો નાનું છે અને ગયા પણ ગઈ કાલે છે. કોણ જાણે ક્યાં ગયા ? શોધવા ક્યાં ? શેઠ મુંઝાઈ ગયા, નિરાશ થઈ ગયા. નિરાશ થઈને તળાવ આગળ બેસી ગયા. શાન્તિથી જોતાં ખબર પડી બાજુના ઝાડ પર જંગલી કીડીઓ ચઢી રહી છે. ઝાડની ડાળી તળાવના મધ્ય ભાગ સુધી પહોંચે છે. બધી જ કીડીઓ ડાળ પરથી ઝંપલાવે છે, પાણીમાં વમળ થાય છે, પણ કીડીઓ ઝંપલાવવાનું બંધ કરતી નથી.


J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

પેલા શેઠે જોયું, આ કીડીઓનું ઝંપલાવવું કંઈક સૂચિત કરે છે. કીડીઓ મરી ન જાય એ સાવચેતીથી પાણીની મધ્યમાં જવા માંડ્યો. ત્યાં પગમાં કંઈક અથડાયું. જે અથડાયું તેને બહાર લાવ્યો. તે ઘીનો ઘડો હતો. કીડીઓ અધમુઈ થવા છતાં ઘડાને વળગી રહેલી છે. વધારે જોતાં તે શેઠના બધા જ ઘીના ગાડવા મળી ગયા. દયાળુ શેઠે બધી કીડીઓને ઘડા પરથી ઉતારી અને બધાને બચાવવાનો પ્રયત્ન કર્યો, પણ ખુશીની વાત એ થઈ કે શેઠને પોતાનો બધો જ મુદ્દામાલ મળી ગયો.

સમજવાનું એ છે કે કીડી જેવું નાનું જીવડું પણ જ્યાં પોતાનું ભાગ્ય ખીલે એવું હોય ત્યાં ઘસડાઈ જાય છે.

**પચાસ લાખ :**

મગનભાઈ મૃત્યુ પામ્યા. દરિદ્રતામાં જીવતા હતા. લોકો દયા કરી પાઈ-પૈસા આપતા. પેલો લઈને પોતાના ખિસ્સામાં પધરાવી દેતો હતો. આખરે એનો કોઈ વારસદાર ન હોવાથી બેંકમાં એના નામના ખાતાનો નંબર મેળવી તપાસ કરતાં બધાના મોઢેથી અધધ... નીકળી ગયું. પચાસ લાખ રૂપિયા એના નામે બેંકમાં જમા હતા.

અરે, લોભી માણસ કહો કે અણસમજુ પશુ કે જીવજંતુ કહો, પોતાનું ઈષ્ટ કહે કે પોતાનું ભાગ્ય તેવી વસ્તુને કોઈ છોડતું નથી.

**માનવ જન્મને સાર્થક કરવા :**

કલિકાલસર્વજ્ઞ હેમચંદ્રાચાર્ય મ.સા. કહે છે, પોતાનું ભાગ્ય મેળવવા બધા જ ડાહ્યા છે, બધા જ શાણા પણ છે, મંદબુદ્ધિવાળો પણ સમજી શકે છે, મંદશક્તિવાળો પણ પ્રયત્ન કરવા દોડી જાય છે. મંદ પરિવારવાળો પણ પોતાના માટે સહુને બોલાવી દોડભાગ કરે છે.

બસ, આખરે એક જ સમજવાનું છે કે, આપણી બુદ્ધિ મંદ નથી, આપણામાં શક્તિ ઓછી નથી, આપણે એકલા અટુલા નથી, તો શા



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

માટે આપણે માનવ જન્મને સાર્થક કરવા, શા માટે સંયમી બનવા, શા માટે મોક્ષને પ્રાપ્ત કરવામાં ઉદાસીન બની જઈએ છીએ ?

અરે, સમજુ માનવ ! તમે સમજો, તમે વિચારો. બસ, તમે સજ્જન બની જાવ. આવા માનવ જન્મની તક હાથમાંથી ગયા પછી મળવી સુલભ નથી. મંદતા કરવી જ હોય તો કોઈના દોષ જોવામાં મંદતા કરો, કોઈના દોષ બોલવામાં મંદતા કરો.

પાપ કાર્ય કરવું જ પડે એવું હોય છતાં એ કરતાં મંદતા કરો, આખરે જે મળવાનું છે તે મેળવવામાં જરાય વિલંબ ન કરો.

યાદ રાખો, સારા માટે, સાચા માટે, સુંદરતા માટે કદી વિલંબ ન કરવો. વિલંબ કરવો એ મહાભયંકર છે. બસ, વિલંબ છોડી શીઘ્ર આત્માથી પરમાત્મા બનીએ !



સુખો બીજાના નિરખી શીદને દુઃખી જ થાઓ.
જો વૈર ઝેર કરશો, જીવનની લહેર ખોશો.



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# જિનેશ્વર તેરે ચરણોમેં તેરા બનકર મૈં આયા હું...



મહારાણી પોતાના વ્યસ્ત કાર્યક્રમોમાંથી આવ્યા. કાર્યક્રમ ખૂબ સફળ થયો હતો. આખી સભામાં મહારાણીનો જયજયકાર થયો. 'મહા-રાણીનો જય' એ અવાજ મહારાણીના કાને તો શું પણ મનમાં પણ પ્રવેશી ગયો હતો.

**પણ બારણું ન ખોલ્યું :**

મહારાણી દ્વાર પર આવ્યા. મહેલમાં મહારાજા એકલા હતા. બારણે ટકોરો પડ્યો એટલે મહારાજા દ્વાર ખોલવા આવ્યા. મહારાજાએ જાળીમાંથી પૂછ્યું, કોણ છો ? પેલા મહારાણી તો ન જાણે હવામાં હશે. મહારાણીથી બોલાઈ ગયું, 'હું મહારાણી છું, દ્વાર ખોલો.' મહારાજા જાળીમાંથી દેખાય છે. સાંભળે છે એવું લાગે છે... પણ બારણું ન ખોલ્યું. પછી મહારાણી હળવાશથી બોલ્યા, 'હું આપની પ્રિયા છું.' બોલતાંની સાથે દરવાજો ખૂલી ગયો. મહારાણીને ધ્યાનમાં આવી ગયું, હું પ્રજાની સામે મહારાણી છું પણ ઘરમાં તો એક વફાદાર પ્રિય પત્ની તરીકે રહેવાય. દ્વાર ખૂલતાં બંને મલકાઈ ગયા. મનમાં સમજી ગયા.

અહીં આપેલી પંક્તિ **"જિનેશ્વર તેરે ચરણોં મેં તેરા બનકર મૈં આયા હું."** પ્રભુ પાસે કોઈ ચક્રવર્તી પણ ગયા, રાજા મહારાજા પણ ગયા, પણ કશું ન લખ્યું, કારણ ? "હું જ્યાં સુધી ન ઓગળે ત્યાં સુધી પ્રભુ ના મળે."

ગર્વની ભાવના છે :

આપણે નમ્ર બન્યા વિના, શરણાગત બન્યા વિના પ્રભુ પાસે અનેકવાર ગયા... પણ મુક્તિના દ્વાર ન ખૂલ્યા. એટલે જે જેમનો સ્વર્ગારોહણ મહોત્સવ ચાલી રહ્યો છે તેવા પરમ ગુરુદેવ વિજય વિક્રમસૂરીશ્વરજી મહારાજ સાહેબ કહી રહ્યાં છે **"तेरे चरणों में तेरा बनकर मैं आया हुं."**

પ્રભુના ચરણોમાં પ્રભુના થયા વિના જાવ તો દ્વાર ન ખૂલે, પ્રભુના બનીને જાવ. 'હું છું', 'હું કંઈક છું', 'મારા જેવું કોઈ નથી'. આ બધા ગર્વના ઉદ્ગારો અને ગર્વની ભાવના છે. આ ભાવનાથી પ્રભુ મળવાની વાત તો ઠીક છે, પણ પ્રભુ તો દૂર-સુદૂર થઈ જાય છે. પ્રભુ જ શા માટે દૂર થાય આપણે સ્વયં આત્મામાંથી પણ દૂર થઈ જઈએ છીએ.

આમેય પૂ. ગુરુદેવ અનન્ય શરણાગતિમાં માનતા હતા. પોતાના ગુરુને અને તે દ્વારા જગદ્ગુરુને એવા ભાવે મળતા કે જાણે જગદ્ગુરુના જ થઈ ગયા હોય.

ધ્યાનમાં રાખો, મીણબત્તી સળગે છે ત્યારે ઓગળે છે, જ્યોતિ કે પ્રકાશ મેળવવો હોય તો અહંકારને ઓગાળી દેવો જોઈએ.

પૂ. ગુરુદેવ મહાન બન્યા હતાં, પણ જે પોઈન્ટ ગુરુ મહારાજ દ્વારા કે કોઈ વ્યક્તિ વિશેષ દ્વારા જાણ્યો હોય તો તેનો ઉલ્લેખ કર્યા વિના ન રહે.ગુરુને, જ્ઞાનદાતાને છુપાવવા એ તો પોતાના આત્માને જ છેતરવા જેવું છે.

આજની ૩૭મી પુણ્યતિથિએ આપણે પૂ. ગુરુદેવ પાસે એટલું માંગીએ કે, પ્રભુના બનીને પ્રભુ પાસે જઈએ.



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

**હવે શરૂઆત કરવાની છે :**

વર્તમાન જૈન ગુરુ ભગવંતો કે પ્રખ્યાત હિંદુ સંતોના જીવનમાં એવા દાખલા બને છે કે લોકો એને ચમત્કાર કહે, પણ એક મહા ચમત્કાર છે જો આપણે પ્રભુના થઈને પ્રભુના ચરણોમાં જઈએ તો ચમત્કાર પાછળ આપણે ન ભમવું પડે પણ ચમત્કાર આપણી પાછળ ભાગ્યા કરે.

ક્રોધના બદલે ક્ષમા ધારણ કરો. અનાદિકાળથી આપણે ઘણાં ને ઉતારી પાડ્યા છે પણ, હવે સમતાભાવ રાખી પોતાની જાતને અને પરને ઉપર ચઢાવો.

આવી જ રીતે માન, માયા અને લોભ ભયંકર કષાયો છે. એની સાથે થઈને જ પ્રભુના ચરણોમાં અનેક વખતે ગયા છીએ. હવે શરૂઆત કરવાની છે, પ્રભુના થઈને ચરણમાં જવાની.

એક વાતનું ધ્યાન રાખો, વ્યવહારમાં પણ આપણે બીજાના થઈએ તો જ બીજા આપણા થાય છે. પૂ. ગુરુદેવની આ નાની સ્તવન પંક્તિ આત્માને પરમાત્મા બનાવે છે.



**કહેવું ય કંઈ ને કરવું એ કંઈ રસ્તો ન**
**સસ્તો ખટપટ કરવાનો થઈ જાવ સરલ તો**
**મોક્ષ આજ થવાનો...**



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# તિરસ્કારનો ત્યાગ



**આપણો ન્યાયિક અભિગમ :**

"ચોખ્ખા રહેવાના" આગ્રહવાળા હિમાંશુએ આજે નજીકમાં જ કાદવ જોયો. ખૂબ તિરસ્કાર એ કાદવ પર આવ્યો અને એ વિચારમાં જ હિમાંશુએ એક મોટો પત્થર કાદવમાં ફેંકી મનને શાંત કરવાનો નિર્ણય કર્યો. પત્થર જોરથી નાંખ્યો અને તરત જ કાદવનાં છાંટાથી પોતાનું ખમીશ અને પેન્ટ જાણે રંગાઈ ગયા.

આવું જ જીવન વ્યવહારમાં વ્યક્તિઓ પ્રત્યે થાય છે. કોઈને કોઈ આગ્રહથી આપણે વ્યક્તિનો તિરસ્કાર-ઘૃણા કરતાં હોઈએ છીએ. પેલી વ્યક્તિ કદાચિત્ ઘૃણાથી - તિરસ્કારથી દુ:ખી થાય એમ બને પણ વગર વાંક - ગુને આપણે પણ દુ:ખી થવું પડે છે.

વૈરાગ્ય એ માત્ર વ્યક્તિગત સાધના નથી, પણ એ જગત માટેનો આપણો ન્યાયિક અભિગમ છે. કોઈએ તેજપાલને કહ્યું, "આવી કાળી કોલસા જેવી પત્ની તું લઈ આવ્યો. જો જે, તને પણ એનો કાળો રંગ ન લાગી જાય ! અને આવો મહાન મંત્રી પણ કાળા રંગના કારણે પત્નીના બીજા કોઈપણ સારા વર્તન કે ગુણને જોઈ ન શક્યો અને એનાથી દૂર રહ્યો. વર્ષો સુધી દેવી અનુપમાએ આ સહન કર્યું. પણ તેજપાળ પ્રત્યે તિરસ્કાર ન કર્યો. અનુપમાના તિરસ્કાર ગળી જવાના વ્રતે આખરે

તેજપાળને નમાવ્યો, પોતાની ભૂલ હવે પળે પળ સમજાવા લાગી. પોતે હવે અનુપમાને પળે પળે સવાઈ ચાહવા માંડ્યો. એક તિરસ્કારભાવથી એણે પોતાનું યૌવન પણ નિષ્ફળ જેવું કર્યું.

**શક્યતા વધી જાય છે :**

અંતે તો ઠીક થયું કે તેજપાલને પસ્તાવાનો અવસર મળ્યો. ઘણાંને તો આવો અવસર જ મળતો નથી અને જીંદગીભર પશ્ચાત્તાપ જ કરવો પડે છે. પછી પેલા કવિ કલાપી જેવો વિલાપ કરવો પડે છે...

"રે ! પંખીની ઉપર પથરો ફેંકતા ફેંકી દીધો."

શાસ્ત્રીય રીતે કોઈના પ્રત્યેનો દ્વેષ-તિરસ્કાર આપણામાં 'અરતિ' નામનું પાપ પેદા કરે છે. આના વિપાકો આ ભવ અને પરભવમાં ભયંકર આવે છે.

જ્યાં દ્વેષ અને તિરસ્કાર આવે ત્યાં વીતરાગીતાની નજીદીક લઈ જાય એવો આપણો જે સમભાવ છે તેનો નાશ થાય છે. તદુપરાંત કોઈ કોઢવાળાને, કોઈ રક્તપિત્તવાળાને, કોઈ તોતડા-બોબડા કે મલિન વસ્ત્ર ધારીને જોઈને જ્યારે આપણે તિરસ્કાર કરી છીએ ત્યારે આ બધા દુર્ગુણો આપણામાં આવવાની શક્યતા વધી જાય છે માટે જ... ઘૃણા અને તિરસ્કારથી પરમાત્મા સહુને દૂર રાખે !

**આવી ગયા અહીં કેટલાને અહીંથી જશે**
**વળી કેટલા, એંધાણ એના જ રહી જશે,**
**જે પરના માટે છે જીવીયા.**



# गंगा पापं शशी तापं, दैन्यं कल्पतरुस्तथा
# पापं तापं च दैन्यं च, हन्ति सन्तो महाशयाः ॥



દરેક જીવ પાપનું શમન ચાહે છે
તાપનું ઉપશમન ઝંખે છે અને
દરિદ્રતાનું દમન ઈચ્છે છે.
જગત કહે છે : સપ્લાય ત્યાં જ છે જ્યાં ડિમાન્ડ છે
માનવીની ડિમાન્ડ છે તો કવિ કાવ્યમાં
થોડાક જ શબ્દોમાં ઘણું પીરસી દે છે.
ગંગા પાપનું હરણ કરે છે.
ચંદ્ર તાપનું સંહરણ કરે છે અને
કલ્પતરુ તો દારિદ્રનું વિદારણ કરી દે છે.
પણ... કવિ ચતુર છે. સમજી જાય છે તે માનવ મનને...!

આજના શોર્ટકટના યુગમાં લાંબી મુસાફરી કોને ગમે છે ? એટલે કવિ તુરત જ કહે છે :

ભલા માનવ, આવી જાઓ પવિત્ર ત્રિવેણી સંગમ જેવા સંતોના ચરણોમાં...! સંતોનું સાંન્નિધ્ય એ એક એવું અદ્વિતીય તીર્થ છે...

જ્યાં પાપોનું નિર્ઝરણ છે અને આત્મશુદ્ધિનું સન્માન છે.

જ્યાં મનના સંતાપોનું વિસર્જન છે અને મનની પ્રસન્નતાનું પ્રગટીકરણ છે. દીનતા અને દરિદ્રતાનું વિલીનીકરણ છે અને આત્મસંતોષનું બહુમાન છે સાથે...

ઋદ્ધિ, સિદ્ધિ અને સમૃદ્ધિનું આગમન છે.

તેથી સદા કરજો સંતોના સમાગમ... સત્સંગ... !



ધાર્યું થશે તો ઘણો તું ફૂલાશે,
અણધાર્યું ઘટશે તો વિલાતો રહેશે.
બનશે સહજ તો સઘળું સમજાશે,
આશા–નિરાશાને તું ઓળંગી જાજે...



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# સંયમીનો આનંદ



મહાપુણ્યના ઉદયે જૈન શાસન અને તેમાં પણ સંયમ જીવનની પ્રાપ્તિ થઈ છે. વર્ષો પૂર્વે મુમુક્ષુનો સંયમ પ્રસંગ જોઈ લોકો દુ:ખી થતાં-રુદન કરતાં, તેઓને પોતાના સ્વજન એવા સંયમીનો દીક્ષા બાદ વિશેષ સંપર્ક થતો ન હતો. વર્તમાનમાં પરિસ્થિતિ બદલાઈ ગઈ છે - સંયમી આત્મા સંયમની મસ્તી ભૂલી ગૃહસ્થોના વિશેષ પરિચયમાં રહે છે, 'સાધુ' કોને કહેવાય તે આપણે ભૂલી જઈએ છીએ.

**સાધુ = જગત તેને ઓળખે...**

**પણ તે જગતને ન ઓળખે...!**

પણ... અફસોસ છે કે વર્તમાનમાં જે સાધુને પોતાનો ભક્તવર્ગ વિશેષ હોય તે ગર્વ અનુભવે છે. મુહપત્તિના બોલમાં આપણે શું બોલીએ છીએ ?

'ઋદ્ધિ ગારવ... રસ ગારવ... શાતા ગારવ... પરિહરું...'

'મને તો આવું ભાવે જ નહીં... ઉષ્ણ જ જોઈએ... વિ. રસગારવ...

હું તો આવા શબ્દો સહન કરી જ ન શકું... તે સાતાગારવ...

મારા તો એટલા બધાં ભક્તો છે કે જે જોઈએ તે તુરત મળી જ જાય... મારે કોઈ વસ્તુની ચિંતા નહીં... તે ઋદ્ધિગારવ...



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

ગૃહસ્થો સાથે - ભક્તો સાથે વાતો એટલે સ્વાધ્યાયની હાનિ... વિપશ્યા આદિમાં ભાવિકો મૌન કરે છે - ઈશારાથી પણ વાત કરતાં નથી. ખરેખર મૌનની વ્યાખ્યા પણ જાણવા જેવી છે.

વાત કરવાની ઈચ્છા જ ન થાય તે મૌન !

પૂ. કલ્યાણવિજયજી મ. પાંચ વ્યક્તિને માત્ર પાંચ પોસ્ટકાર્ડ લખતાં હતાં. તે સમયે પોસ્ટકાર્ડ પણ પાપનું સાધન મનાતું હતું અને હવે પોસ્ટકાર્ડની ગાડી વધતી-વધતી મોબાઈલ સુધી પહોંચી ગઈ છે. મોબાઈલમાં બહારની દુનિયાની વાત થાય છે પણ, અંદરની-આત્માની વાત નથી થતી, પરિણામે પાપના પોટલા બંધાય છે.

પાપોની સ્મૃતિ માટે પ્રતિક્રમણમાં 'સયણાસણ...'ની ગાથા અર્થ સાથે વિચારવાની હોય છે... ગાથામાં આવે છે - સમિતિ...બાર ભાવના આદિની સુયોગ્ય વિચારણા ન કરી... જે કંઈ વિતથ આચરણ થયું હોય તેનું મિચ્છામિ દુક્કડમ્... નવતત્ત્વમાં આવે છે.

'એઆઓ ભાવણાઓ, ભાવેઅવ્વા પયત્તેણ'

આ અનિત્યાદિ બાર ભાવનાઓ પ્રયત્નપૂર્વક ભાવવાની છે. પ્રયત્ન એટલે આત્માનું વીર્ય ફોરવવા પૂર્વક...!

પ્રતિદિન સમજ પૂર્વક શાંતિથી એકેક ભાવના ઉપર ચિંતન-મનન કરીએ તો જરૂર સંયમ ભાવની વૃદ્ધિ થાય...

દુનિયાના લોકોના દુઃખો સાંભળીએ... પુત્ર પરિવારની માતા-પિતા પ્રત્યેની ઉપેક્ષા જાણીએ... સંયોગ-વિયોગના દુઃખો જોઈને... વિચારવું કે... 'ખરેખર મહા પુણ્યનો ઉદય છે કે આવા અસાર સંસારનો ત્યાગ કરી આવા દુર્લભ સંયમ જીવનની પ્રાપ્તિ થઈ છે... સંસારમાં ફસાયા હોત તો આપણી શી દશા થાત !'



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

આવી સમજ માત્ર અલ્પ સમય માટે પ્રસંગોપાત નહીં, પણ નિરંતર રહેવી જોઈએ. નિરંતર આત્માને ઢંઢોળવો જરૂરી છે.

કોઈ દોરી-કપડા વિ.માં ગાંઠ બંધાઈ ગઈ હોય તો પ્રયત્ન પૂર્વક ગાંઠ કાઢીએ છીએ. તેમ જીવનમાં પણ પ્રસંગોપાત મનમાં ગાંઠ બંધાઈ જાય છે... તે ગાંઠ જલ્દી ઉકેલાતી નથી ત્યારે આ ગાંઠ કેમ બંધાણી - ક્યારે બંધાઈ ? તેને ઉકેલવા શું કરું ? આવા સુયોગ્ય વિચાર પૂર્વક - નિરાગ્રહી થઈ અવશ્ય ગાંઠ ઉકેલી દેવી.

આપણી પાસે જે પણ ભાવિકો આવે તેઓને દર્શન-પૂજા આદિ આરાધના માટે પ્રેરણા કરીએ છીએ; પણ હવે તેની સાથે તેમને સમજાવો કે...

'ઘરમાં રહેલા આપણા ઉપકારી માતા-પિતા પણ ભગવાન છે...! માતા-પિતામાં તમે ભગવાનના દર્શન કરો... તેમને પ્રસન્ન-સુખી રાખવા પ્રયત્ન કરો...!'

સંયમની આરાધનાનો આનંદ માણવો હોય તો સહુ પ્રથમ વૈરાગ્યને સમજો... વૈરાગ્ય સમજાયા બાદ ઉત્તમ વૈરાગ્યમય જીવન જીવવાની ઝંખના કરો... માત્ર ઝંખના કામ ન લાગે, ઝંખના પ્રમાણે વૈરાગ્યમય જીવન જીવી આત્માથી પરમાત્મા બનો.



**જન્મનો બાપ કર્મ છે, કર્મનો બાપ આત્મામાં સેવેલા વિષયો અને કષાયો છે.**



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# ગૃહીત ઇવ કેશેષુ મૃત્યુના ધર્મમાચરેત્ !



વિજ્ઞાન દરરોજ નવા નવા સંશોધન કરે છે, જાણે કે સ્વર્ગના બધા જ સુખો માનવ પાસે આવી ગયા છે એવો આભાસ થાય છે. રોગપ્રતિકારક દવાઓનો રોજ નવા સંશોધનો થાય છે. આ કાળનાં બધાનાં આયુષ્ય વધ્યા છે. વિજ્ઞાનની હજી એક કામના છે, કે માનવ મૃત્યુ પર પણ વિજય મેળવી લે, પણ વિજ્ઞાનનો આ ભ્રમ એક દિવસ તૂટી જશે. કેટલા પણ ઉપચારો કરો, પણ મૃત્યુ અનિવાર્ય છે. ચરક મહારાજના કાયાકલ્પથી યા ચ્વવનપ્રાસથી પણ કોઈ અમર બની નથી શક્યું. એક સામાન્ય નિયમ છે, "નામ છે તેનો નાશ છે." આથી મહાન શાસ્ત્રકાર કહે છે. ધર્મ પાલનમાં જરા પણ વિલંબ ન કરવો જોઈએ. આજ અથવા કાલે મૃત્યુ આપણી પાસે જ રહેલું છે. જાણે, આપણા વાળ પકડીને ઊભું રહેલું મૃત્યુ સંદેશો આપે છે કે, હું એક દિવસ જરૂર આવીશ અને તમને સમાપ્ત કરી દઈશ. તમે મને ડરાવવાના કેટલા પણ પ્રયત્ન કરશો પણ, તમે સફળ જ નહીં થઈ શકશો. આથી સાવધાન થઈને આજીવન ધર્મ કરતાં રહો. અમારી સામે એવા કેટલાય કિસ્સાઓ આવ્યા છે જેઓ ધર્મ કરવામાં વિલંબ કરે છે, વિચારતાં હોય છે. ૨-૫ વર્ષ પછી ધર્મ કરીશ અને વિચારોમાં જ આંખ ક્યારે મીંચાઈ ગઈ તેની તેને ખબર પણ ન પડી.



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

એક દિવસ એક યુવાનને કહ્યું : “ભાઈ ! સામાયિક કર ! જાપ કર !” તે યુવાને ઠાવકાઈથી કહ્યું, “ગુરુ મહારાજ ! હજી તો જીંદગી બહુ જ લાંબી છે. ઘડપણમાં કરીશ.” ધર્મમાં આવો વાયદો કરનાર કેટલાયની જીંદગી યુવાનીમાં જ યમરાજની મહેમાન બની ચૂકી હોય છે. ધર્મને વિસ્તારથી પણ સમજવો જોઈએ. સામાયિક કરવી, જાપ કરવો, દર્શન-પૂજા કરવા, દાન કરવું, તપ કરવો આ બધો બાહ્ય ધર્મ છે. આ બાહ્યધર્મની સાથે આંતરિક ધર્મ ભળે ત્યારે ધર્મ શોભી ઉઠે છે.

આંતરિક ધર્મ = પ્રત્યેક પરિસ્થિતિમાં સમભાવમાં રહેવું, પ્રસન્ન રહેવું. આપણા પ્રત્યેક વ્યવહાર તથા વિચારમાં મૈત્રીભાવ, પ્રમોદભાવ, કારુણ્યભાવ અને માધ્યસ્થભાવ નીતરતો રહે. કારણ કે, જીવનની બધી જ ઘટનાઓ સુખમય બને તેવું તો અશક્ય જ છે. આથી જ બાહ્યધર્મની સાથે સમભાવ રહેવાની સાધના જ સાચો ધર્મ છે. નિર્મલ મનથી જ સદા ધર્મ પ્રવૃત્તિઓ થાય છે. સંક્લિષ્ટ મનથી કરાયેલી ધર્મપ્રવૃત્તિઓ પણ નિષ્ફળ થાય છે. આથી જાગો અને જલ્દી ધર્મ કરવા તત્પર બનો. સારુ-ખોટું જે પણ થાય તેને દૃષ્ટાભાવથી જોયા કરો. જે કાંઈ પણ કાર્ય કરો તેમાં કર્તાભાવને ગૌણ કરો. કર્તાભાવથી મન ઉપર અધર્મનું સામ્રાજ્ય છવાઈ જશે. જે કાંઈ પણ સારું થાય છે તેનો યશ દેવ-ગુરુ-ધર્મના ચરણે સમર્પિત કરતાં રહો. અને ખરાબ થયું તો સાવધાન બનીને કાર્ય કરતાં રહો, પ્રાયશ્ચિત કરતાં રહો, પરંતુ એક વાતનું સતત ધ્યાન રાખવું કે, મોત પડછાયાની જેમ બાજુમાં ઉભું રહેલું છે, ક્યારે આવશે તેની ખબર જ નહીં પડે, માટે મનના માલિક બની, હંમેશા ધર્મમય બનો અને કુમારપાલ મહારાજાની જેમ ઉદ્‌ઘોષણા કરો. ‘હે મૃત્યુ ! તું ક્યારે પણ આવ, હું તારું સ્વાગત કરવા તૈયાર છું.’





# इर्ष्या घृणी तु असंतुष्टः क्रुधितो नित्य शंकितः परभाग्योपजीवी च षडेते दुःखभागिनः



(૧) ઈર્ષ્યાળુ, (૨) તિરસ્કાર કરનાર (૩) અસંતોષી (૪) ક્રોધી (૫) હંમેશા શંકાશીલ (૬) બીજાના ભાગ્ય પર, બીજાના આશરે જીવનાર.

આ છ પ્રકારના લોકો લગભગ પોતે ઉભા કરેલા દુઃખે દુઃખી હોય છે.

**ઉભું કરેલું દુઃખ છે :**

કોઈએ માર્યું હોય, કોઈએ ઘા કર્યો હોય યા કોઈ કારણથી દાઝી ગયા હોઈએ, પાણીમાં ડુબાડી દીધા હોય, આ બધા બીજાએ ઉભા કરેલા દુઃખો છે.

પણ એક પ્રશ્ન છે કે ઈર્ષ્યા તો આપણે જ ઉભું કરેલું દુઃખ છે. મોટે ભાગે આપણા નજીકના વર્તુળમાં જ કોઈની પ્રગતિ થઈ હોય તો આપણને ઈર્ષ્યા આવે છે.

પ્રશ્ન : એ તો સ્વાભાવિક છે બીજાને સુખી જોઈને દુઃખ તો થાય. ઈર્ષ્યા થાય જ તો આવા વખતે મનને પ્રસન્ન કેવી રીતે રાખવું ?

ઉત્તર : ખૂબ સુંદર પ્રશ્ન થયો, આવા વખતે શાસ્ત્રકારોએ બતાવેલા ગુણાનુરાગ-પ્રમોદભાવ ભાવવા. આપણી જોડે અંતર રાખતાં હોય તેવાની પણ પ્રગતિ-ઉત્કર્ષ જોઈ મનને ખૂબ આનંદમાં રાખવું.

**પ્રભુ ભક્તિ કરીશ :**

(૧) જે વ્યક્તિ પૂર્વનું પુણ્યકર્મ કરીને આવી હતી તેને સારું રૂપ, સારું જ્ઞાન, સારી સમૃદ્ધિ, સારો યશ, ચારે બાજુ આદર-સત્કાર મળે છે. હું પણ પ્રભુભક્તિ કરીશ, ગુરુમાના આશીર્વાદ મેળવીશ, ધર્મની આરાધના કરીશ, તો મને પણ આ બધું મળશે.

(૨) વળી, આ વ્યક્તિએ પૂર્વની પોતાની પુણ્યાઈ સાથે સાચી દિશાનો સાચો પુરુષાર્થ સાચા બનવા કર્યો છે. એ જ હાલચાલ અને એના સંપર્કથી આપણે પણ આપણો પુણ્યોદય કરી શકીએ.

(૩) ઈર્ષ્યાના કારણે આપણા શરીરમાં અનેક પ્રકારના રોગ આવે છે. ખાસ કરીને કેન્સરની શક્યતા ખૂબ વધી જાય છે.

ઈર્ષ્યાના બદલે કોઈની પણ સફળતાથી પ્રેરણા લેતાં શીખો.

મોક્ષના લક્ષ્યથી આરાધના કરવાથી સંવર અને નિર્જરા થતાંની સાથે પુણ્યનો ઉદય પણ થવા માંડે છે.

**સફળતા મેળવી શકશો :**

આજના મોટીવેશનલ લેક્ચરના કારણે મગજમાં પોઝીટીવ થીંકીંગનો મહિમા વધી ગયો છે. જો તમે કોઈની પણ સિદ્ધિથી વિચારશો તો તમે ધારી સફળતા મેળવી શકશો. બાકી તો 'બીજાના લાકડા લઈને આપણા હૃદયને બાળવું એ ઈર્ષ્યા છે.'

ક્યારેક આવી ઈર્ષ્યા આપણા આત્માને ૧૭ થી ૧૮ પાપ-સ્થાનકોના દોષ લગાવે છે.



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

ઈર્ષ્યા દુર્ગુણ કેવો પતનકારી છે તે આપણે જાણીએ છીએ. મહામુનિ આર્ય સ્થૂલભદ્રની થોડી વધારે પ્રશંસા ન સહી શક્યા, ઈર્ષ્યામાં આવ્યા, સંયમધર્મથી પતન થયું. ધન્ય કોશા વેશ્યાને કે પોતે શ્રાવિકા બની મહામુનિને પતનની ખાઈમાંથી ઉગારી લીધા.

એક રાજ દરબારમાં ત્રણ પંડિતોને ખૂબ ઈનામ મળવા માંડ્યા. બીજા ત્રણ પંડિતોને પણ થોડા ઓછા ઈનામો મળ્યા. આ વાતને એટલી બધી મન પર લીધી કે આખરે ત્રણેય જણાએ કૂવામાં પડીને આપઘાત કર્યો.

ઈર્ષ્યા, હત્યા કે આપઘાત સુધી પહોંચાડે છે, માટે પોતે ઈર્ષ્યાનું દુઃખ ઊભું ન કરવું.

ઈર્ષ્યાનું પણ એક ઉજ્જવલ પાસું વિચારી શકાય છે. જેની કોઈ ઈર્ષ્યા કરતું હોય તેને એ ઈર્ષ્યાળુ પ્રત્યે જરાય નારાજગી ન કરવી. કારણ કે એ ઈર્ષ્યાળુ જાણે કે અજાણે તમારી નામના કરતો જ રહે છે. બીજું જેની ઈર્ષ્યા થાય તેણે વિચારવું કે કોઈપણ કારણથી હું સફળ થયો છું, આગળ વધી ગયો છું, એ નક્કી થઈ ગયું છે.

શ્લોકમાં દર્શાવેલ બીજા પોતે જ ઊભા કરેલા જે દુઃખો છે તે અંગે આગળના અંકોમાં ક્રમશઃ વિચારવાની ભાવના છે.



**હૈયામાં હામ દેજે, મને ઠરીઠામ થાવા દેજે,**
**છેલ્લા આ શ્વાસ સુધી, પ્રભુ તારા ગીત ગાવા દેજે..**



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# "चित्ते प्रसन्ने भुवनं प्रसन्नं, चित्ते विषण्णे भुवनं विषण्णं" अतोऽभिलाषो यदि ते सुखं स्यात्, चित्त-प्रसादे प्रथमं यतस्व ॥



**આત્મહત્યા કરી દીધી :**

કોઈ રૂપગર્વિતાને પોતાના રૂપનો અપાર ગર્વ હતો. પણ ઉંમરને રોકી કેવી રીતે શકાય ? હજારો પ્રયત્નો છતાં ચહેરો કરમાયો. રૂપગર્વિતાએ પોતાનો એ ચહેરો આયનામાં જોઈ લીધો. ભલભલા પુરૂષોને પોતાની પગની પાનીથી ચગદી દેતી એ રૂપગર્વિતા પોતાના જ રૂપને જોઈ ડીપ્રેસ થઈ ગઈ. ત્યાં સુધી ડીપ્રેશન આગળ વધ્યું કે તેણે આત્મહત્યા કરી દીધી.

**આ રોજનો બનાવ થઈ ગયો છે :**

પેપર ખોલો એટલે રોજ એકાદ આત્મહત્યાનો કેસ તમારા વાંચવામાં આવવાનો જ. કોઈ પરીક્ષામાં ફેલ થવાના કારણે, કોઈ પતિ-પત્નીના ઝઘડાના કારણે, કોઈ ખેડૂત દેવું ન ભરાઈ શક્યું હોય તે માટે, કોઈ દર્દ દર્દીથી સહન ન થઈ શક્યું હોય તે માટે, કોઈ સ્વામીનીનું કોઈએ અપમાન કર્યું હોય તે માટે, કોઈક નજીવા કારણે આજે આત્મહત્યા રોજનો બનાવ બનતો જાય છે. સમાજશાસ્ત્રીઓ, માનસશાસ્ત્રીઓ ચિંતિત છે. આવું કેમ થાય છે.



J3\H:\Guru_Rajyashsuri (2018)\Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

### ચિત્તની પ્રસન્નતા ટકી જ રહે :

જગતનો સ્વભાવ સ્વીકારી લેવો જોઈએ. દુનિયામાં જો બધાનું ધાર્યું થતું હોત તો કોઈએ આપણને ક્યારના મારી નાંખ્યા હોત અથવા આપણે દુનિયાને ખતમ કરી નાંખી હોત, પણ ધ્યાનમાં રાખવું કે ધાર્યું કદી કોઈનું થતું નથી. જગતના પરિવર્તનનો સિદ્ધાંત સ્વીકારી લેવામાં આવે તો ચિત્તની પ્રસન્નતા ટકી જ રહે.

વિશ્વના પરિવર્તનની સાથે મનનું પરિવર્તન કરતાં આવડે તે ખરેખર મહાપુરૂષ છે. સહજ યોગ એટલે કોઈની ફરીયાદથી ડરવું નહીં, કોઈની ફરીયાદ કરવી નહીં. કોઈનું સારું કરવાનો પ્રયત્ન ભલે કરો પણ પ્રયત્નની નિષ્ફલતાથી અકળાવ નહીં. પ્રતિપલ મનને પ્રસન્ન રાખો તો આખું વિશ્વ તમને સુંદર લાગશે. અને મનને જો વિરોધી વિચારથી ભરી દેશો તો સારૂંય વિશ્વ તમને બેકાર લાગશે.

### મુંઝવણ નડશે નહીં :

માત્ર પોતાની મનની પ્રસન્નતા ટકાવી રાખવી જરૂરી છે. કોઈએ કહ્યું છે, ધાર્યું જ કરવાનો આગ્રહ રાખવા કરતાં જે થાય, તેને જ ધારી લો, વધાવી લો, કોઈ મુંઝવણ નડશે નહીં. ખરેખર તો દુઃખ દૂર કરવાનો પ્રયત્ન કરવાની કોઈ ના નથી કહેતું, પણ દુઃખની કલ્પનાઓથી દૂર રહેવું જરૂરી છે.

એકવાર યમરાજાની પાસે ફરિયાદ આવી. આ ગામની વસ્તી વધી છે. આજે જ ૫૦૦૦ (પાંચ હજાર) માણસો ઓછા કરી દો. યમના સેવકો માટે આ કામ મોટું હતું. એક દિવસમાં પાંચ હજારને મારવા કેવી રીતે ? પણ યમનો સેવક ચતુર હતો. ગામમાં મરકી ફેલાવી ધડાધડ પાંચસો માણસો ત્રણ કલાકમાં મારી નાખ્યા. હજી ૪૫૦૦ને મારવાના બાકી હતા અને યમનો સેવક પાછો યમલોકમાં પહોંચી ગયો. યમ પૂછે છે આટલી વારમાં કેટલાને મારીને આવ્યો ? સાહેબ, રાતે રીપોર્ટ પૂછજો.


J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

પહેલાં પાંચસો માર્યા. એવી ધાક ગામમાં જોરદાર ચાલી કે, માથું દુ:ખનારને પણ લાગવા માંડ્યું મને પણ મરકી થઈ ગઈ છે. હું બચીશ નહીં. ૫૦૦ તો યમના માર્યા મરી ગયા. બાકીના ૪૫૦૦ પોતાની કલ્પનાથી જ મરીગયા. દુ:ખની વધુ પડતી કલ્પના કરવાનું છોડી દો.

**કયા ચશ્મા પહેર્યા છે :**

મનની પ્રસન્નતા એટલે સુખ માટે હૈયામાં અગનઝાળ રાખવી નહીં અને દુ:ખની કલ્પનાથી ડરવું નહીં.

આ વિશ્વ ખૂબ જ ખરાબ છે. એવું કહેનારને પૂછો, તમે ક્યા ચશ્મા પહેર્યા છે ? લાલ ચશ્મા પહેર્યા હશે તો આખું વિશ્વ લાલ જ દેખાશે. પણ સ્વસ્થતાપૂર્ણ સ્વચ્છ પારદર્શક કાચ હશે તો વિશ્વ પરમ પ્રસન્ન દેખાશે.

માટે જ જરૂર છે, મનની પ્રસન્નતાની. આ મનની પ્રસન્નતાના થોડા માર્ગો નીચે પ્રમાણે છે...

(૧) મનને વધુમાં વધુ સમય એકાગ્રતામાં રાખો.

(૨) ધ્યાનનો અભ્યાસ જેટલો થાય તેટલો વધુ કરો.

(૩) નવતત્ત્વમાં બતાવેલી બાર ભાવનાઓને સારી રીતે સમજો. (તે માટે શાંત સુધારસ ગ્રંથનું વાંચન કરો.)

(૪) જેઓ હંમેશા દરેકનું સારું જ બોલતાં હોય અને સારું કરતાં હોય તેવા લોકોની જ સંગત કરો.

(૫) જેઓ બીજાનું ખરાબ બોલે, ચિંતવે કે કરે તેવાની સંગત કદી પણ ન કરો.

(૬) દરેક ખામીમાંથી ખૂબી શોધી કાઢતાં શીખો.

(૭) મનુષ્ય જન્મ દુર્લભમાં દુર્લભ છે. એવા વીતરાગના વચન પર પરમ શ્રદ્ધા રાખો.



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524



# વીર ! લક્ષાન્ અભિવાદાન્, દદામિ શાસનાય તે ।
# યદાશ્રયેન ભવ્યાં સ્યુઃ, ભવપીડા પરિહ્રા ॥



એ વૃદ્ધ આત્માનો ગદ્ગદ્ થતાં સ્વર પુકારી ઉઠ્યો... બસ, આફીન... આફીન... હે વીર પ્રભુ ! તારા શાસન પર આફીન...!

શું તારા શાસનનો પ્રકાર છે !

શું તારા શાસનનો પ્રભાવ છે !

શું તારા શાસનનો પ્રતાપ છે !

બસ, લાખ વાર અભિનંદન... લાખ નહીં લાખ-લાખ વાર... અગણિત વાર તારા શાસનને અભિવંદન...!

મારા શ્વાસે... શ્વાસમાં તારા શાસનને અભિવંદન...!

આ સ્વર હતો, પૂજ્ય દાદા ગુરુદેવ લબ્ધિસૂરીશ્વરજી મહારાજનો!

એમની આંખો હર્ષાશ્રુથી ભરાઈ ગઈ હતી...

એમના રોમ-રોમ નાચી રહ્યા હતા...

કારણ...?

એમને દુનિયાના અજોડ જિનશાસનની પ્રાપ્તિ થઈ હતી !

પ્રભુ વીરનું-મહાવીરનું શાસન એટલે...



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

જગતમાં જીવો અનંત છે આવું સમજાવનાર શાસ્ત્ર... અનંત જીવોમાંના દરેક જીવ સુખ ચાહે છે... દુઃખથી દૂર ભાગે છે એ બતાવનાર મહાનશાસ્ત્ર...!

દરેક જીવ અનંત શક્તિનો ખજાનો છે એવું દર્શાવનાર શાસ્ત્ર દરિયો...

અનંત કુટુંબીજનોનું હિત જાળવી જીવન જીવવાનો રસ્તો બતાવનાર આ શાસન છે !

**દુઃખ આપવાની ના કહે છે :**

સંસારી દરેક જીવમાં પરમાત્મતત્ત્વ ઉભરાય છે તે દર્શાવનાર મહાશાસન... જીવોના અમૂલ્ય ગુણજ્ઞાન અને સુખને પ્રગટાવનાર માર્ગ બતાવનાર આ શાસન !

એકવાર પેલા સંયમી મહામુનિની દેવે પરીક્ષા કરી... મુનિ વિહાર કરતાં આગળ વધે છે. એક બાજુના માર્ગે નાની-નાની અગણિત દેડકીઓ કૂદા-કૂદ કરી રહી છે... ચારે તરફ દેડકીઓ પથરાયેલી છે... આ માર્ગે તો એક ડગલું પણ ન ચલાય !

પણ... આગળ વધ્યા વગર છૂટકો નથી... બાજુમાં જ બીજી કેડી છે... ત્યાં કાંટા છવાયેલા છે. પગમાંથી લોહીની ધારા નીકળે તેવું લાગે છે.

મહામુનિએ એક ઉંડો શ્વાસ લીધો... નિર્ણય કરી લીધો... દેહ તો નશ્વર છે... દરેક જન્મમાં મળનારો છે... પણ, આ શાસન કોઈને પણ દુઃખ આપવાની ના કહે છે... હા, બીજાને દુઃખ ન થાય અને પોતાનું મન આર્તધ્યાનથી ના પીડાય તથા પોતાના શરીરને પીડા થતાં જરાય નારાજી ન થાય તે આ શાસનનો મર્મ છે.



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

**કઠોર તપશ્ચર્યા કરે છે.**

શાસનના મર્મને સમજેલા મહામુનિ કાંટાવાળા માર્ગે ચાલ્યા. પગમાંથી લોહીની ધારા વહેતી હતી, પણ હૃદયમાં કરૂણાની ધારા હતી. આ દૃશ્ય જોઈ મુનિની પરીક્ષા કરનારો પેલો દેવ પસ્તાયો. બસ આ જ શાસન ! અહીં એક જ આજ્ઞા... એક જ શિખામણ... તમારા દર્દ-દુઃખ માટે કોઈને દુઃખી ન કરો.

પ્રભુ ઋષભદેવને તો અગણિતકાળ વીતી ગયો...

પ્રભુ મહાવીરસ્વામીના શાસનના પણ ૨૫૫૦ વર્ષ વીતી ગયા...! પણ આજેય વર્તમાન જૈન શ્રાવકોમાં શાસન ચમકતું-દમકતું દેખાય છે.

પાંચ-સાત વર્ષના છોકરાઓ અમારે મોક્ષે જવું છે તેવી ભાવનાથી ઉપધાન જેવી કઠોર તપશ્ચર્યા કરે છે... આઠમાં વર્ષે માસક્ષમણ કરેલાના દાખલાઓ પણ મળે છે... વૈશાખ માસના વેકેશનમાં ૯૯ યાત્રા કરનારાઓની કતાર લાગી રહી છે અને આવા મહાન અનુષ્ઠાનમાં પણ શત્રુંજય ગિરિરાજની ચોવિહારા છટ્ઠ કરીને સાત યાત્રા કરીને મહાન સિદ્ધિ મેળવે છે.

**પોતે તો દીક્ષા લે છે.**

આ કાળમાં પણ વિજય શેઠ વિજ્યા શેઠાણીની યાદ અપાવે તેવી રીતે લગ્ન કર્યા બાદ એક પણ દિવસ સંસાર સુખ ભોગવ્યા વિના દીક્ષા અંગીકાર કરનારા પતિ-પત્નીઓ છે...! કોઈક પોતે તો દીક્ષા લે છે પણ, હવે સંસારમાં પોતાના તરફથી પાપ પરંપરા ના ચાલે એવા આશયથી નાના બાળક-બાળિકા સહિત ઘરે તાળા મારી દીક્ષા લેનારા પણ છે...!

ખરેખર શાસન એ ચમત્કારની ખાણ છે...!
ખરેખર શાસન એ આશ્ચર્યની ખાણ છે...!
ખરેખર શાસન એ તો અદ્‌ભુતતાનો ખજાનો છે...!



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

આવા શાસનને જે સમજી જાય તેના મનમાં ચોવીશે કલાક અનુમોદનાની આનંદ  ધારા વહ્યાં જ કરે છે. આવા જ કોઈ ચિંતનમાં મસ્ત થયેલ પૂજ્યપાદ ગુરુદેવ શ્રી લબ્ધિસૂરીશ્વરજી મહારાજાએ અમદાવાદ વિદ્યાશાળામાં વ્યાખ્યાનની સભામાં પૂર્વોક્ત શ્લોકનું માંગલિક કર્યું. મહાન પ્રભાવક પૂ. આચાર્યદેવ શ્રી રામચંદ્રસૂરીશ્વરજી મહારાજને આ શ્લોક ઝંકૃત કરી ગયો અને આજ શ્લોક પર શાસનનું હાર્દ બતાવતાં એક માસ સુધી પ્રવચનો કર્યા.

બસ, આ શાસનના આશ્રયથી અનંતા જીવો પોતાનો સંસાર મીટાવી મુક્ત થઈ ગયા છે...!

આવા શાસનને ક્રોડો અભિવાદન...

ક્રોડો નમસ્કાર...!



રસ્તા વળે ત્યાં, મંઝીલો મળવાની,
મન જો વળે તો, ગમગીની ટળવાની,
સુખ-દુ:ખ એ તો, રમતો મનડાની,
મનડું વળ્યું કે મુક્તિ મળવાની...



# આજથી કરીશ એકાસણું, કર્યો સચિત્ત પરિહાર,
# કેવળ ભૂમિ સંથારશું, તજ્યાં સાજ શણગાર.



ભારતભરનો કોઈપણ સંઘ એવો ન હોય જેના મુખ પર શ્રીપાળ-મયણાંનું નામ બોલાયું ન હોય.

**૭૦૦ જણને ફળી**

શાશ્વત નવપદજીની ઓળી વર્ષમાં બે વાર આવે છે. દરેક સંઘમાં શ્રીપાળ રાજાનો રાસ વંચાય છે. શ્રદ્ધા-ભક્તિ અને આત્મવિશ્વાસનું બંનેય જણ ઉદાહરણ છે.

પોતાની દઢ શ્રદ્ધાને કારણે મયણાએ કોઢીયા વરને સ્વીકાર્યો. આ વર જ કાળક્રમે રૂપરૂપનો અંબાર બન્યો. માત્ર શ્રીપાળ રાજાનો જ કોઢ રોગ ગયો એવું નથી એમની શ્રી સિદ્ધચક્રની આરાધના ૭૦૦ જણને ફળી. આશ્ચર્ય ! આ સાતસો જણનો પણ કોઢ રોગ દૂર થયો. પૂ. આચાર્ય ભગવંત મુનિચંદ્રસૂરીશ્વરજી મ.સા.નું માર્ગદર્શન મળ્યું. રોગ જવાની સાથે જિનશાસનનો જયજયકાર થયો. જૈન સ્તોત્રો, જૈન યંત્રો, જૈન મંત્રોને જો ગુરુની કૃપાથી મેળવાય તો કોઈ વસ્તુ અશક્ય નથી. આજે પણ ઠેર ઠેર ભણાવાતા સિદ્ધચક્ર પૂજનના અપૂર્વ પ્રભાવો સાંભળવા મળે છે. અહીં તે બધા ઉદાહરણો ટાંકવાનો અવસર નથી પણ આ સિદ્ધચક્રની આરાધનાથી, નવપદજીની આરાધનાથી નાસ્તિકો



J3 \ H: \ Guru_Rajyashsuri (2018) \ Granth+Shastra Chintan (11324) • Labdhi - Granth Chintan (12424) • 3rd 13424 • 4th 30524

આસ્તિક બન્યા છે. આસ્તિકો દૃઢ શ્રદ્ધાવંત બન્યા છે. દુઃખી-સુખી બન્યા છે. મનોભાવના પૂરણથી આરાધકના મનોવાંછિત ફળ્યા છે. ઈતર દેવ-દેવીઓના પ્રભાવો તેઓને જરાય આંજી નથી શક્યા.

## નિહાલ બની જશે

આજે ચૈત્ર સુદ ૬, રવિવાર, તા. ૧૪-૪-૨૦૨૪ના હું આ લખવા બેઠો છું. પણ આવતીકાલથી દરેક સંઘ ધમધમી જશે. જેને આયંબિલનો લાભ મળશે તે ધન્ય તપસ્વી બનશે, પણ જેઓને આયંબિલની ઓળી કરાવવાનો લાભ મળે છે એવા દાનવીર નિહાલ બની જશે. અદાણી પરિવારે એક-બે વાર પૂરા અમદાવાદમાં આયંબિલની ઓળી કરાવી છે. કેટલાંય સ્થાને લોકો આયંબિલની ઓળીના કાયમી લાભાર્થી બની ગયા છે. અરે ! એક આયંબિલનો પણ પ્રભાવ જોવા મળે છે તો નવપદજીની ઓળીનું તો પૂછવું જ શું ?

અમારા પરમ શ્રદ્ધેય પૂ.આ.દેવ જયઘોષસૂરિ મ.સા. તો નાના બાળકોને આયંબિલ કરવા ગમે માટે બાળકોને ગમતી આઈટમો થાય તેમ કરવા સૂચના આપતા હતા.

## વૃક્ષની છાયા હતી

આપણી વાત ત્યાં આવી રહી છે કે શ્રીપાળ-મયણાંને આયંબિલનો અચિંત્ય મહિમા ફળ્યો. શ્રીપાળના બધા જ રોગ ગયા. સુંદર મઝાની સુખ-સાહિબી મળી પણ, તેઓ પોતાના સસરાના નામથી ઓળખાવા લાગ્યા. એ તેમને ના ગમ્યું અથવા સ્વભુજાબળ અને સ્વપુણ્ય પ્રભાવને પ્રત્યક્ષ જોવાના તેમને કોડ જાગ્યા.

આખરે વિદેશભ્રમણ-વિશ્વભ્રમણ કરવા માટે તૈયાર થયા. માતા કમળપ્રભાને સુપુત્ર શ્રીપાળનો વિયોગ સહેવો મુશ્કેલ હતો. મયણાં તો શ્રીપાળરૂપ વૃક્ષની છાયા હતી. કેવી રીતે સુશીલ-સાત્વિક પતિનો વિયોગ

સહન કરે ? પણ શ્રીપાળે બંનેને મનાવ્યા. માતા કમળપ્રભા અને પત્ની મયણાએ સાત્વિક પુરૂષને અંતરાય ન કરવાનો નિર્ણય લીધો.

શ્રીપાળ રાસની ઢાળમાં પૂ.ઉપા. વિનયવિજયજી જણાવે છે કે મયણાએ તે જ સમયે પોતાના નિયમો નક્કી કરી લીધા કે જ્યાં સુધી શ્રીપાળ મહારાજ પાછા ન ફરે ત્યાં સુધી...

(૧) દરરોજ એકાસણું કરવું.

(૨) એકાસણામાંય સર્વસચિત્તનો ત્યાગ કરવો.

(૩) પલંગ-ગાદલાનો ત્યાગ કરી માત્ર સંથારો પાથરીને સુવું.

(૪) કોઈપણ જાતના સાજ-શણગારનો ત્યાગ.

પતિવ્રતા અને સતી સ્ત્રી પોતાના મનવલ્લભ પતિ માટે શું ન કરે ? ત્યાગનો પ્રભાવ અચિંત્ય હોય છે. ભલે વિદેશમાં સફળતા માટે શ્રીપાળરાજાનું પુણ્ય હશે, પણ મયણાના ત્યાગ અને પ્રાર્થનાનો પણ એ સફળતામાં મોટો હિસ્સો હતો.

### ઝેરીલો પ્રચાર છે

આપણી ભણેલી-ગણેલી શ્રાવિકાઓએ સમજવા જેવું ઘણું છે કે પતિ વિદ્યમાન હોય તો પોતે અખંડ-સૌભાગ્યવતી કહેવાય. લોકોની વાતમાં આવવાની જરૂર નથી. 'મહિલા સશક્તિકરણ' એ ઝેરીલો પ્રચાર છે. મારે તો સજોડે વંદન કરવા આવનાર પુરૂષને પૂછવું પડે કે 'તમે શું કરો છો ?' ત્યારબાદ ભણેલી-ગણેલી ડબલ ગ્રેજ્યુએટ થયેલી એમની પત્નીને પૂછવું પડે કે 'તમે શું કરો છો ?' અને એ વખતે જવાબ મળે સાહેબ ! હાઉસ વાઈફ છું. સબળ અને સફળ ગૃહિણી પાસે આ જવાબ મેં જેટલી વાર સાંભળ્યો એટલી વાર મુખમાંથી હાશ નીકળી જાય છે. બાકી, કામકાજ કરતી, નોકરી કરતી બહેનો માટે જે હું સાંભળું છું

તે અત્યારે બોલી કે લખી નથી શકતો પણ એક ઘર ભાંગી ગયું તેવી વેદના થાય છે. ઘણી બેનોને પૂછ્યું છે કે, નોકરી શું કામ કરો છો ? જવાબ મળે છે અમે આટલું ભણેલા છીએ તે શું કામનું ? વજ્રઘાત થાય તેવો આ જવાબ છે. ભણવાનું ફળ માત્ર નોકરી કરવા માટે નથી પણ, પોતાની કૂખે અવતરનાર સંતાનને ધર્મ-દેશ અને વિશ્વ માટે મહાન બને તેવી તેનામાં ધૂન લગાવવાની છે. નિશાળથી થાકેલો બાળક આવી માતાને વળગી જવા ઝંખતો હોય છે, પણ કમનસીબ ઘરમાં તે વખતે ક્યાંય રખડતાં હોય છે અને ઘરમાં કોઈ બાઈ હોય. નાના અને લાડ માંગતા બાળકને શું 'મા'નો ચહેરો પણ જોવા ના મળે ? ઘરની અંદર સુંદર બગીચો રાખવાનું મન થાય છે, પણ શાસનના સુભટો જેવા બાળકો ઉપર વ્હાલ વહેવડાવવાનું મન કેમ નથી થતું ? પેલી દીકરા ઘેલી મા પર વારી જવાનું મન કેમ નથી થતું ? બહારની જોબ-બહારની નોકરીઓએ બહેનોના શીલ ઉપર પ્રશ્નો ઊભા કરી દીધા છે. ભૂખ્યા વરૂ જેવા બોસની કામાંધ દૃષ્ટિ અને એની એષણાથી દૂર રહેવું મહામુશ્કેલ થાય છે. એક સવાલ તેઓ કરે છે કે 'પતિની આવક ઓછી છે' માટે નોકરી કરવી પડે છે. તદ્દન ઉપજાવેલી વાત છે. ખરેખર, તો પોતાની યથેચ્છ ખર્ચા કરવાની સ્વતંત્રતા જોઈએ એ કારણ છે. કોઈ શ્રીમંતને દેખી શ્રીમંત બનવાનો મનોરથ થાય છે એ જ મોટો પ્રશ્ન હોય છે.

જ્યારે નોકરી કરવાનો વિચાર ઘર ચલાવવા માટે કરો ત્યારે કોઈના પતિની ઓછી આવક પર ઘર નભાવતા સામાન્ય આર્થિક સ્થિતિવાળા પણ મગરૂર બહેનોને જોજો.

**શત શત પ્રણામ**

પુરૂષ સમોવડી બનવા માટે નારીએ પોતાનું માતૃત્વ, પોતાનું શીલ, પોતાની કર્તવ્યપરાયણતા - પોતાની મન શાંતિનો નાશ કરી દીધો

છે. પશ્ચિમની આ ચાલ કહો તો ચાલ, પશ્ચિમની આ હવા કહો તો હવા પણ આ વાતથી ભારતીય સંસ્કૃતિ રગદોળી નાંખી છે.

કોરોનામાં બધાએ વર્ક ફ્રોમ હોમ સ્વીકારી લીધું હતું. ગૃહ ઉદ્યોગો, ઘરથી કામ કરવાથી પણ આર્થિક બળને ઊંચું લાવી શકાય છે.

મયણાં ક્યારેય પરદેશ જવાનો વિચાર કરતી નથી કે પતિની સાથે જવાની પણ જીદ કરતી નથી. દેશ-વિદેશ ફરી લેવાના તેને કોઈ કોડ થતાં નથી. કારણ કે તે સન્નારી છે, સતી છે.

નવપદના દિવસોમાં આ આદર્શ મયણાને શત શત પ્રણામ કરજો. આવી અનેક મહાસતીના નામ અને વર્ણનો આપણી બહેનોમાં એક મહાન તાકાતનો સંચાર કરાવશે.



પૂજવા લાયકની નિંદા કરે,
પ્રશંસાને યોગ્ય છે તેની નિંદા કરે,
ફાયદો કરનારને ધૂત્કારે–તિરસ્કારે તે
આત્મશત્રુ છે.



## पूज्य आचार्यश्री राजयशसूरीश्वरजी महाराजा संपादित पुस्तकें...

- **Sukt Ratnavali** - https://archive.org/details/SuktRatnavali 511 ........ (Sans. - Guj. - Eng.)
- **Outline of Jainism** (English, French, Kannad) https://archive.org/details/outline-of-jainism-Eng-Kannad
- **Biographies of 5 Glorious Jain Acharyas** https://archive.org/details/biographies-of-5-glorious-jain-acharya
- **Updeshmala Karnika Granth** https://archive.org/details/updeshmala-karnika-granth
- **Ahimsa Hee Amrutam** (Regional Indian Languages) (English & Hindi) https://archive.org/details/ahimsaheeamrutam
- **Labdhi Bal Varta** https://archive.org/details/Labdhi-Bal-Varta
- **Vikram Bal Varta (Part 1-2)** (Hindi-English) https://archive.org/details/vikram-bal-varta
- **Panch Pratikaman Sutra** (Gujarati, Hindi, English) https://archive.org/details/panch-pratikraman-sutra-guj-hin-eng_202011
- **Jindarshan Pujan Vidhi** (Hindi) https://archive.org/details/jindarshan-pujan-vidhi
- **Aadarsh Sravak Jivan** - https://archive.org/details/aadarsh-sravak-jivan
- **Tale of Tarangavati** - https://archive.org/details/tarangavati
- **Guru Geeta -** https://archive.org/details/jaingurugeeta
- **Jivan Nirmankala -** https://archive.org/details/jivannirmankala
- **Labdhi Prakash -** https://archive.org/details/labdhi-prakash
- **Jain Dharmani Ruprekha** - https://archive.org/details/jain-dharmani-ruprekha
- **Granth Chintan** - https://archive.org/details/granth-chintan
- **Shashtra Chintan** - https://archive.org/details/shashtra-chintan

Soft Copy Available with
**Ricky - 98244 44431**

હે શિષ્યદેવ !

તમારા હૃદયમાં ગુરુભક્તિના અમૃત ઝરણાં ઝરી રહ્યા છે તે ઝરણાં વિશાળ સાગર બને અને આત્માની અખૂટ... અતૂટ... અનંત શક્તિના સ્વામી બની પૂજ્ય સ્વર્ગીય ગુરુદેવેશના નામી પ્રશિષ્ય બની શાસનની સેવા કરી મુક્તિના મીઠા મેવા લેવા ખૂબ ખૂબ સંયમના પાલનમાં અપ્રમત બની... જ્ઞાનોપાસનામાં રક્ત બની મહાજ્ઞાની બની... ધ્યાની થઈ દુપ્પસહસૂરિ મ.સા. સુધીની પાટ પરંપરા ચલાવનારા બનો એજ

-પંન્યાસ વિક્રમ વિ. ની અનુ.

વિ.સં. ૨૦૨૦, મહાવદ-૫





પ્રિન્ટીંગ: જય જિનેન્દ્ર અમદાવાદ મો:૯૮૨૫૦ ૨૪૨૦૪